પ્રકાશક :
**શ્રી બળવંતરાય, પ્રભાશંકર સોમપુરા અને બંધુઓ**
૩, પથીક સોસાયટી, સરદાર પટેલ કોલોની, અમદાવાદ-૧૩

ગ્રંથપ્રાપ્તિસ્થાન
**સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા શિલ્પવિશારદ**
૩, પથીક સોસાયટી, સરદાર પટેલ કોલોની, અમદાવાદ-૧૩.

**શ્રી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય**
ગાંધીરોડ, અમદાવાદ.

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨.

પ્રત : ૧૦૦૦
મૂલ્ય : રૂા. પચાસ ૫૦ પોસ્ટેજ અલગ
Rs. 50-00

મુદ્રક :
**શ્રી મણિલાલ છગનલાલ શાહ**
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ-૧.



શ્રી વિષ્ણુ



શ્રી બ્રહ્મા



મહિસાસુરમર્દિની




શ્રી શારદા સરસ્વતી




શ્રી વિશ્વકર્મા




શ્રી વિનાયક ગણેશ

## વાસ્તુશાસ્ત્રે જયપૃચ્છા

# પ્રસ્તાવના

જગતમાં પ્રત્યેક દેશની તેમાં પ્રાચિન વાસ્તુકળા અને સાહિત્ય વડે દેશની સંસ્કૃતિનું મુલ્ય અંકાય છે વિદ્યા અને કળા એ દેશનું અણમોલુ ધન છે. વાસ્તુકળા માનવજીવનનું અત્યંત ઉપયોગી મર્મભર્યું અંગ છે તે દ્વારા જ પ્રજાજીવનનો વિકાસ સુઘડતા કળાપ્રિયતા સ્પષ્ટ જોઈ શકાય છે. કળા હ્રદય તેમજ ચક્ષુને આકર્ષે છે શિલ્પ સૌંદર્ય એ માત્ર તરંગ નથી હ્રદયનો સભર ભાગ છે ભારતમાં સ્થાપત્યનો પ્રારંભ ધર્મબુદ્ધિથી પ્રેરાઈ ને થયેલા છે. વાસ્તુ સાહિત્ય ધર્મ ભાવનાની સાથે સંકળાયેલુ છે જેની બુદ્ધિ પૂર્વકની રચના પ્રાચિન ઋષિમુનીઓએ કરેલી છે.

વાસ્તુશાસ્ત્રના તલસ્પર્શી અભ્યાસ માટે તેના સમર્થ આચાર્યોના ગ્રંથોના અનુશિલન જરૂરી છે.

જગતના પ્રત્યેક પ્રાણીને શીત–તાપ અને વર્ષાની પ્રાકૃતિક અગવડો સામે રક્ષાની જરૂર પ્રારંભમાં સમજાઈ આથી જ વાસ્તુવિદ્યાનો પ્રારંભ સ્થૂળ રૂપે આદિ કાળથી થયેલો ગણી શકાય.

વેદ ઉપનિષદ્ ને પુરાણોમાં વાસ્તુવિદ્યાના ઉલ્લેખો મળે છે ઋગ્વેદ બ્રાહ્મણ ગ્રંથો રામાયણ મહાભારત કૌટિલ્યનું અર્થશાસ્ત્ર ઇત્યાદિ ગ્રંથોમાં આપેલા વિધાનો ઉપરથી આપણને વાસ્તુવિદ્યાના વિકાસની ઝાંખી થાય છે અથર્વ વેદના સુક્તોમાં સ્થાપત્ય કળા વિશે ઘણું કહ્યું છે. વાસ્તુવિદ્યાએ અથર્વવેદનો ઉપવેદ છે.

ઋગ્વેદમાં વાસ્તુપતિ ઈંદ્રની સ્તુતિઓ આપેલ છે અહીં ઇન્દ્રનેજ દેવોના ત્વષ્ટા કહ્યા વિશ્વકર્માનું નામ સમગ્ર વિશ્વના સૃષ્ટા તરીકે વર્ણવ્યા છે. તેના પુત્ર ત્વષ્ટાનુ નામ આપી તેના શિષ્ય વિભુની સ્તુતિ આપી છે ઋગ્વેદમાં વાસ્તુવિદ્યાના જ્ઞાતા અગસ્ત્ય અને વસિષ્ઠના નામો મળે છે ત્વષ્ટા અને વિભુએ ઇન્દ્રનું વજ્ર બનાવ્યું હતું તેમાં પુર (નગર) અને દુર્ગહર્મ્ય (ઘરો) પાષાણના બાંધેલાનો ઉલ્લેખ છે.

દ્રવિડ વાસ્તુશાસ્ત્રના સમર્થ સ્થપતિ અગસ્ત્ય અને ત્વષ્ટાના નામો વેદમાં મળે છે સ્થાપત્યમાં કુશળ નગ્નજીત ગંધર્વનો પણ ઋગ્વેદમાં ઉલ્લેખ છે.

કહેવાય છે કે પ્રારંભમાં લોકો સમુહ જીવન અર્થે દુર્ગમ જંગલો અને પર્વતો પર પર્ણકૂટિ બાંધી વાસ કરતા "समराङ्गणसूत्रधार" ગ્રંથમાં કહે છે કે ત્રેતાયુગમાં માનવીઓ વન પર્વતો પર નદી સરોવરના કાંઠે વનરાજીમાં દેવો સાથે વિહાર કરતા અને કલ્પદ્રુમ કલ્પવૃક્ષ પાસેથી સર્વ ભોગ પદાર્થો મેળવતા. જ્યારે કલ્પવૃક્ષ અલોપ થયાં ત્યારે અણીદાર પત્થરો વડે સુકાવૃક્ષો કાપીને કાષ્ટના ઘરો બાંધવા લાગ્યા, કાષ્ટના ગૃહોને વજ્રપાત વિજળીથી સુરક્ષિત રક્ષવા સારૂ ઇન્દ્ર વાયુ અને વરૂણ દેવની સ્તુતિ તેમના કોપથી રક્ષવા કરતા.

માનવ નિવાસ પ્રારંભ પછી સામુહિક વાસનુ ગ્રામ સ્વરૂપ પછી નગર રૂપ થયેલ જોઈ શકાય છે માનવ સભ્યતાના વિકાસ સાથે જ વાસ્તુવિદ્યાનો વિકાસ ક્રમશ થતો ગયો.

વેદકાળમાં યજ્ઞ યાગાદિ કર્મકાંડ થતાં તેમાં ઇન્દ્ર-વરૂણ, અગ્ની, યમ આદિ દેવોની સ્તુતિઓ અને તે દેવોને અર્ઘ બલી અપાતો તે કાળ પછી દેવોની મૂર્તિઓની કલ્પના થઈ. ધ્યાન યોગની સિદ્ધિ સારૂં જ્ઞાની મહાપુરૂષોએ પ્રતિમાની આવશ્યકતા સ્વીકારી-ભક્તિ માર્ગનો મૂળ પ્રારંભ નિરાકાર રૂપ લિંગ પૂજનથી થઈ જગતના સર્વ પ્રદેશોમાં હજુ પણ અવશેષ રૂપે લીંગ પૂજાના મળે છે પ્રકૃતિમાતુકા અને પુરૂષ લીંગથી જગતની ઉત્પતિ થઈ આથી તે રીતે પૂજાય છે.

દેવોના આયુધ વાહન-વર્ણાદિની કલ્પના પરથી પ્રતિમાના સ્વરૂપ રચાયા ધાર્મિક દૃષ્ટિએ સાધક સાધ્ય અને સાધનાના રૂપે ભક્ત મોક્ષ અને મૂર્તિઓ મનાય છે આમ પ્રતિમાની સ્થાપના સારૂ દેવ મંદિરોના નિર્માણની આવશ્યકતા ઉભી થઈ.

કહે છે કે ચીનના તા. ઓ. ના મૂળ ગ્રંથની રચના ઇ. સ પૂ. ૩૪૩૮ વર્ષે પૂર્વે મનાય છે તેમાં સૃષ્ટિ ઉત્પાદનના સારૂ બે તત્વ બતાવેલ છે. યાંગ (લીંગ) અને યીન (યોની) જે પુરૂષ અને પ્રકૃતિ.

વાસ્તુવિદ્યાના ઉદ્ગમ કાળનો નિર્ણયનો પ્રશ્ન વિવાદાસ્પદ છે છતાં અનુમાન થઈ શકે કે પ્રાચિન આર્યયુગમાં તે સાદા રૂપમાં હતી. ઘાસ-વાંસ અને કાષ્ટ કે માટી જેવા અલ્પજીવી પદાર્થોની પર્ણકૂટીની ઋષિમુનીઓએ રચનામાં ઉપયોગ કર્યો તેથી યુગને **"માલણ છાજન"** યુગ માનીયે તે પછી બીજો કાષ્ટ યુગનો પ્રારંભ થયો તેમાં સાદા ઘાટ ઘડવાની કળા હસ્તગત કરી ઘરો બંધાયા આ **કષ્ટયુગ** ઘણો લાંબા કાળ સુધી ચાલ્યો તેનો વિકાસ થતાં કાષ્ટ પર ઘાટ નકશીથી અલંકૃતરૂપ અપાયું.

ભીની માટીના ચોસલા પકાવી ઇંષ્ટિકા-ઇંટ બનાવવાની કળા હસ્તગત થઈ તે સાથે કાષ્ટ અને ઇંટનો **મિશ્રયુગ** બાંધકામમાં થવા લાગ્યો તે કાળ રામાયણ મહાભારત સુધી અને તે પછીના યુગ સુધી લંબાયો હોય તેમ પ્રાચિન અવશેષો પરથી કહી શકાય છે. કાષ્ટદ્રવ્ય અલ્પજીવી (ત્રણસો ચાર સો વર્ષનો) હોવાના કારણે પ્રાચિન અવશેષો ઉપલબ્ધ થતા નથી ઋગ્વેદ અને દ્રવિડ આગમાદિ પ્રાચિન સાહિત્યમા પણ આવા ઉલ્લેખો મળે છે.

પ્રાચિન ઐતિહાસિક સાહિત્યમાં દેવાલયોના ઉલ્લેખો મળે છે પરંતુ તે કયા યુગમાં કેવા સ્વરૂપમાં હતુ તે ચોક્કસ જાણી શકાયું નથી. રામાયણ મહાભારતમાં મંદિરો રાજભવનો સભાગૃહોના વિવિધ વર્ણનોના શાબ્દિક ચિત્રો વાંચવા મળે છે અલબત્ત માનવ વિકાસની સાથે સાથે વાસ્તુવિદ્યાનો પણ વિકાસ થયો.

ભારતીય સ્થાપત્યોમાં કાષ્ટ ઇષ્ટયુગ પછી પાષાણના પ્રયોગનો પ્રારંભ ઘણા કાળ પછી દેશના વિવિધ ભાગોની ગિરિમાળાઓ કે જ્યાં ગુફાઓ કોતરી શકાય ત્યાં પ્રથમ

સાદા રૂપમાં ગુફાઓ કોતરાઈ. જોકે તેની છતો કાષ્ટની પ્રતિકૃતિરૂપ રૂપે પ્રથમ કોતરાતી. તે પછી ઘાટ નકશી અને દેવ રૂપોથી અલંકૃત થવા લાગી જગતને આશ્ચર્ય પમાડે તેવી કળાથી ઉત્કર્ષ અને સુંદર ચિત્રોથી અલંકૃત થઇ.

અજંન્ટા ઇલોરા–કાર્લા ભજ–ખંડગીરી ઉદયગીરી હસ્તગીરી મહાબલીપુરમ ધારાપુરી આદિ દેશના જુદા જુદા ભાગોના પહાડોમાં પ્રસિદ્ધ ગુફાઓ છે સામાન્ય માન્યતા પ્રમાણે ગુફા કોતરવાની પદ્ધતી આરંભ બૌધોએ ઈ. સ. પૂ. બીજી શતાબ્દીથી કર્યાનુ મનાય છે બુધ ભગવાનના જન્મ પછી બસોક વર્ષથી થઈ તે આઠમી શતાબ્ધી સુધીના હજાર વર્ષના કાળમાં કોતરાયા કરી ભારતના જુદા જુદા પ્રદેશોમાં એક હજાર ગુફાઓ કોતરાઈ છે તેમાં નવસો ગુફાઓ બૌદ્ધોની છે છસ્સોક ગુફાઓ વેદિક સંપ્રદાયની અને ચારસોક ગુફાઓ જૈનોની છે.

બૌદ્ધોના સ્થાપત્યોમાં ૧ ચૈત્ય (મંદિર) ૨ સ્તુપ (સ્મૃતિસ્મારક સ્થાપત્ય) ૩ વિહાર (સાધુઓને અધ્યયન કરવાનું એકાંન્ત સ્થાન) ૪ સ્તંભ (રાજ્યાજ્ઞા ઉત્કીર્ણક સ્તંભો–આ પ્રથા બૌધોમાં વિશેષ પ્રવર્તતી. જૈનોમાં પણ આગમ ગ્રંથોમાં ચૈત્યશબ્દ મંદિર તરીકે વપરાય છે. વિહાર શહેર બહાર એકાંતમાં થતા વર્તમાનમાં જૈન વિહારો–ઉપાશ્રયો શહેરની મધ્યમાં રાજમહેલ જેવા થવા લાગ્યા છે. મથુરામાં આઠમી સદીમાં જૈન સ્તૂપ હતો. વેદીક સનાતન સંપ્રદાયના જુના ગ્રંથોમાં બૌદ્ધોને આતતાઈ કહી સ્તૂપની નીંદા કરેલ છે.

કેટલાક ભૂમિ પ્રદેશોમાં બૌધોના સ્તુપોના નિર્માણ થયા તેમાં અમુક પ્રદેશોમાં ઇંટોના સ્તૂપો અને ઇંટોની સુંદર મૂર્તિઓ સારી પકવેલી ઇંટોની મળે છે. આશ્ચર્ય એ છે કે તેવા પ્રદેશોમાં નજીક પાષાણની ખાણો પાછલા કાળમાં મળેલી. પરંતુ પ્રારંભકાળમાં પાષાણની ખાણોની શોધ થયેલી નહિ હોય.

## વિદ્યા અને કળા

ચતુઃપ્રકાર સ્થાપત્ય કહ્યું છે તે ૧ પુરનિવેશને દુર્ગ–૨ ભવનનિર્માણ ૩ પ્રાસાદવાસ્તુ ૪ જળાશ્રયાદિ ગણાય છે વાસ્તુવિદ્યાએ અથર્વવેદનો ઉપવેદ છે–શુક્રાચાર્યે વિદ્યા અને કળાની વ્યાખ્યા આપતાં કહે છે કે—

विद्या अनंताश्च कलाः—संख्यातु नैव शक्यते
विद्या मुख्याश्चा द्वात्रिंशच्चतुःषष्ठिकला स्मृता.

અનંત વિદ્યા અને અસંખ્યકલાની ગણત્રી થઈ શકતી નથી પરંતુ મુખ્ય વિદ્યા બત્રીશ છે અને મુખ્યકલા ચોસઠ છે. આમ વિદ્યાકળાની સામાન્ય વ્યાખ્યા આપતા કહે છે કે—

यद् यत्साद् वाचिकं सम्यक्कर्म विद्याभिसंज्ञकम्
शक्तौ मूको मि यत्कर्त्तु कलासंज्ञेतु तत्स्मृतम्

જે કાર્ય વાણીથી થઈ શકે કે વિદ્યા અને મુક–મુંગો પણ જે કાર્ય કરી શકે તેનુ નામ કળા શિલ્પચિત્ર નૃત્ય એ મુકભાવે થઇ શકે તેને કળા કહે છે.

શુક્રાચાર્યે ૬૪ કળા કહી છે સમુદ્રપાલે જૈન સૂત્રોમાં ૭૨ કળા અને યશોધરે કામા

સૂત્રમાં ૬૪ કળાના અવાંત્તર ભેદે ૫૧૨ કળા કહી છે. લલિત વિસ્તારમાં અને શ્રીમદ્ ભાગવતમાં ૬૪ કળા ગણવી છે.

કળાના સર્જક—માલાકાર (માળી) લોહકાર (લુહાર) શંખકાર શંખના આભૂષણ બનાવનાર) કુમિન્દર (વણકર) કુંભકાર (કુંભાર) કંસકાર (કંસારા) સૂત્રધાર શિલ્પી, ચિત્રકાર, સુવર્ણકાર (સોની) આમ કળામાં વિવિધ હુન્નરો સમાવ્યા છે અગ્નિપુરાણ અને મહાભારતમાં વિશ્વકર્માને (હજાર) શિલ્પના સૃષ્ટા કહ્યા છે. મનુષ્યોએ આજીવિકાના સાધન તરીકે જે કળાનો આશ્રય લીધો તે વ્યવસાયના વર્ગના જુથની જ્ઞાતિઓ થઈ.

## વાસ્તુશાસ્ત્રના પ્રણેત

મત્સ્યપુરાણમાં અને અન્ય વાસ્તુશાસ્ત્રના પ્રણેતાના અઢાર નામો આપ્યા છે. ૧ ભૃગુ ૨ અત્રિ ૩ વસિષ્ઠ ૪ વિશ્વકર્મા ૫ મય ૬ નારદ ૭ નગ્નજિત ૮ વિશાલાક્ષ— ૯ પુરંદર ૧૦ બ્રહ્મા ૧૧ કુમાર ૧૨ નંદિશ ૧૩ શૌનક ૧૪ ગર્ગ ૧૫ વાસુદેવ ૧૬ અનિ- રૂદ્ધ ૧૭ શુક્ર ૧૮ બૃહસ્પતિ એ વાસ્તુ વિદ્યાના વિખ્યાત આચાર્યો હતા. આ આચાર્યોની ઓળખ દીપાર્ણવની પ્રસ્તાવનાના ૩૧/૩૨ પાના પર આપેલ છે. બૃહદ્સહિતામાં (વાસ્તુશાસ્ત્રના) બીજા સાત આચાર્યોના નામ આપેલ. ૧ મનુ ૨ પરાશર ૩ કાશ્યપ ૪ ભારદ્વાજ ૫ પ્રલ્હાદ્ ૬ અગસ્ત્ય ૭ માર્કંડેય કહ્યા છે.

વિશ્વકર્મપ્રકાશ ગ્રંથના પ્રારંભમાં કહ્યું છે કે શિવે વાસ્તુશાસ્ત્ર પરાશર ઋષિને શીખવ્યું. તેણે બૃહદ્રથને અને બૃહદ્રથે વિશ્વકર્માને તે જ્ઞાન આપ્યું વિશ્વકર્માએ જગતના કલ્યાણાર્થે લોકોમાં પ્રવર્તાવ્યું અન્ય ગ્રંથોમાં શિવના બદલે ગર્ગે પરાશરને જ્ઞાન આપ્યું તેમ ઉલ્લેખ છે.

છઠ્ઠ મનુ ચાક્ષુસના વંશમાં વિશ્વકર્મા અવતરેલા તેવું વિધાન છે છતાં પણ વિશ્વકર્મા કયા યુગમાં થયા તે પ્રશ્ન છે. પ્રત્યેક યુગમાં પોતે હતા. અગર તેમના અંશસ્વરૂપ વાસ્તુશાસ્ત્રના પ્રણેતા વિશ્વકર્મા નામે ઓળખાતા.

### જયપૃચ્છાગ્રંથ

વિશ્વકર્માના માનસ ચાર પુત્રો જય, મય, સિદ્ધાર્થ (ત્વષ્ઠા) અને કનિષ્ઠ પુત્ર અપરાજિત નામે હતા, ત્વષ્ટા યંત્ર લોહકર્મમાં કુશળ હતા.

અપરાજિતપૃચ્છા ગ્રંથના ૩૪મો અધ્યાયમાં વિશ્વકર્માના માનસ પુત્રોને અને જ્ઞાન આપેલું તેનું વિદ્યાઓનું વર્ણન કરેલ છે.

ततोहिमवतः पृष्ठे ब्रह्मलोका त्समागतौ
शृंङ्गाकुले धवलाकीर्यो हिमवंन्त श्रियोद्‌भवे ॥३॥
नैंकगुह्याश्रम रम्ये गंधर्व गण सेविते
सिद्धामर कुलाकीर्षो क्रिडामणि गुहागृहे ॥४॥
जय पृच्छति तत्रेदंः वास्तु विद्योद्‌भवं तद
तदिदं कथनीयं च श्रृणु संवाद मुत्तमम् ॥५॥

चतुर्विंशति सहस्रा संख्या ग्रंथ स्तदाकृतः
लिङ्ग पीठार्चा निलय वेश्मराज वेश्मादिकम् ॥६॥
पुर प्राकार परिखा प्रतोल्यो मार्ग गोपुरम्
अन्योयस्कर जातानि वास्तुवेदोद्भवानिया ॥७॥
जय पृच्छादि शास्त्रं च विश्वकर्मोश्र भाषितम्
जयस्य कथितं चे तद्भक्ति वात्सल्यरः पुरो ॥८॥

હીમાલયના પાછલા ભાગ જ્યાં બ્રહ્મલોકનો સમાગમ થાય છે ત્યાં શ્વેતપર્વતો હીમાલયના આશ્રયમાં એક સુંદર ગુફા જે ગંધર્વગણથી સેવાય છે ત્યાં સિદ્ધ ગંધર્વગણ ગુફામાં ક્રીડા કરે છે ત્યાં વિશ્વકર્માને વાસ્તુવિદ્યામાં ઉદ્‌ભવેલા વિષયો તેમના માનસપુત્રોએ પુછયા તેના ઉત્તમ સંવાદરૂપ કહ્યું તે સાંભળો તે સંવાદના ચોવીસ હજાર ગ્રંથોની રચના થઇ તેમાં લીંગ પીઠ પ્રતિમા ઘરો વેશ્મ રાજ્યમહાલયો આદિ નગર–કીલ્લા તેના ફરતા પ્રદક્ષણા (ખાઇ) પ્રતોલી–પોળ–ગોપુર આદિ અન્ય પ્રકાર જાતિના વાસ્તુશાસ્ત્રમાં ઉદ્‌ભવેલ વિષયો શ્રીવિશ્વકર્માએ કહ્યા તે જયપૃચ્છાદિશાસ્ત્ર–ભક્તવત્સલ જયને કહ્યું.

જયપૃચ્છા ગ્રંથની રચના કાળ નવમી સદીનો હોવાનું અનુમાન છે એમ હું માનું છું.

આ જયપૃચ્છા શિલ્પગ્રંથ–સેંકડો અધ્યાયોનો હશે એમ માનું છું તેમાનાં અહી ૭૫૦ સાડાસાતસો શ્લોકના ૩૦ અધ્યાયો જે પ્રગટ થયા તે અનુવાદ સાથે પ્રકાશીત કરવા પ્રયત્ન કર્યો છે સાડાપાનસો ૫૫૦ આલેખેલા ચીત્રો છે જે પ્રાપ્ત અધ્યાયો થયા છે તે પણ ક્રમવાર મળેલા નથી આ શીવાય રેખાર્ણવનું અને દારૂ કર્મના ઘણા શ્લોકો પણ મારા ગ્રંથ સંગ્રહમાં છે. ગ્રંથ વ્યવસ્થિત સ્થીતિમાં નથી જે અધ્યાયો પ્રાપ્ત થયા છે તે વ્યવસ્થીત રીતે પ્રકાશીત કરવા મે પ્રયાસ કર્યો છે ભવિષ્યમાં કોઇ વિદ્વાન પાસેથી વધુ અધ્યાયો પ્રાપ્ત થાય તો સુધારીને તે પ્રકાશીત કરશે એવી આશા રાખુ છું.

જયપૃચ્છાના છુટક છુટક થોડા અધ્યાયો–પાટણના ભંડારમાંથી રોયલ એશીયાટીક સોસાયટી ગ્રંથ સંગ્રહાલયમાંથી અને ભાંડારકર પુનાથી એકેક છુટક અધ્યાયો મળ્યા તેમજ અમારા ઘરના ગ્રંથ સંગ્રહમાંથી વિશેષ અધ્યાયો પ્રાપ્ત થયા છે. ગ્રંથ અદ્‌ભુત છે. સામાન્ય શીલ્પી વર્ગને તે ઘણો કઠીન લાગે. પહેલાના સમયમાં શીલ્પીઓ કેળવાયેલા અને શાસ્ત્રજ્ઞ હોવાથી વાસ્તુશાસ્ત્રનના ગ્રંથો સમજવાનું તેમને અઘરૂ ન હતું.

## શિલ્પીઓનું જ્ઞાન

સદ્‌ભાગ્યે શિલ્પીઓમાં ક્રિયાત્મક જ્ઞાન રહ્યું, પીતા પાસેથી પુત્રે ક્રિયાત્મક જ્ઞાનનો વારસો મેળવતા ગયા, પરંતુ શાસ્ત્રોક્ત જ્ઞાનનો અભાવ રહ્યો આથી સ્થાપત્યમાં ક્યાં ક્ષતિઓ થાય છે, તેનું જ્ઞાન વિસ્મૃત થતું ગયું તે અફસોસની વાત છે. ક્રીયાત્મજ્ઞાન અને શાસ્ત્રોક્ત જ્ઞાન બંને હોય તો સોનામાં સુગંધ જેવું ગણાય અને તે સ્થપતિ શિલ્પાચાર્ય કહેવાય.

પાછલા કાળમાં ક્રમશ સામાન્ય કેળવણી તરફ બેદરકાર બનતા ગયા તેઓમાં ક્રીયાત્મક જ્ઞાન રહ્યું પરંતુ પાઠાત્મક જ્ઞાન પ્રત્યે લક્ષ આપવાની દરકાર ન રાખી તેથી

સામાન્ય ગ્રંથ સાહીત્ય બીનઉપયોગી લખવા લાગ્યા વળી મહાપ્રાસાદો જેવા વિશાળ સ્થાપત્યને લગતાં ગ્રંથોની અગત્યતા તેમને લાગી નહિ. તેથી સામાન્ય શિલ્પ જ્ઞાનના ગ્રંથો અને તે પુરતા અધ્યાયો શિલ્પીઓએ સંગ્રહી રાખ્યા–સહસ્રલીંગ અને કોટીલીંગ અને સભ્રમ સાંધાર મહાપ્રાસાદો જેવા કઠીન વિષયના ગ્રંથોનું જ્ઞાન વિસ્મૃત થતું ગયું.
તેના એક કારણમા જોકે એવા વિશાળ વાસ્તુસ્થાપત્યના નિર્માણ છસ્સો વર્ષના વિધર્મી રાજ્ય શાસનના કારણે ઉત્તરભારતમાં નહિ થયા જો કે દક્ષિણભારત કાંઇક શેષ રહ્યું.

શિલ્પના ગ્રંથો સંસ્કૃત ભાષામાં હોવાથી સામાન્ય શિલ્પીઓએ ગ્રંથોપ્રતિ દુર્લક્ષ સેવ્યું પવિત્ર પુસ્તકો જે બાકી રહ્યા તેઓના પટારામાં પડી રહ્યા કે ઉધઈ ખાઇ ગયા. કેટલોક જીર્ણ પુસ્તકોની અભણુસહીયા પાસે નકલો કરાવી રાખી મુકી. ગ્રંથો અશુદ્ધ લખાતા ગયા તેથી તેના મૂળ રૂપમાં આણવામાં અખૂટ ધીરજ રાખવી પડે છે.

શ્રી વિશ્વકર્મા અને નારદના સંવાદરૂપે दीपार्णव क्षीरार्णव घृक्षार्णव આ ત્રણ ગ્રંથો ઉપરાંત स्वर्गार्णव નામે એક ગ્રંથ હોવાનો સંભવ છે અમારા ગ્રંથ સંગ્રહના એક અધ્યાયના અંતે इतिश्री स्वर्गार्णवे એવું લખેલું છે. પરંતુ स्वर्गार्णव ગ્રંથના વિશેષ અધ્યાયો હજુ પ્રાપ્ત થયા નથી.

## વિશ્વકર્મા પરિવાર

વાસ્તુશાસ્ત્રના આદ્ય પ્રણેતા વિશ્વકર્માની ઉત્પત્તિ વિશે પૃથક્ પૃથક્ મતો છે પુરાણોમાં દક્ષપ્રજાપતિની ૬૦ કન્યાઓમાંથી દશ કન્યાઓનું ધર્મ સાથે પાણિગ્રહણ કરેલ તેમાની 'વસુ' નામની કન્યાથી અષ્ટવસુ થયા તેમાના કનિષ્ઠ પુત્ર પ્રભાસ નામે થયા. તેઓએ મહર્ષિ ભૃગુની બહેન સાથે પાણીગ્રહણ કર્યું તેમાથી વિશ્વકર્માનો જન્મ થયો આવો પુરાણોમાં ઉલ્લેખ છે.

દાઢીવાળા ત્રણ નેત્ર એક મુખ ચાર ભુજામાં પુસ્તક માળા કમ્બા (ગજ) કમંડળ ધારણ કરેલા છે એવું સ્વરૂપ વિશ્વકર્માનું સ્વરૂપ છે.

પદ્મપુરાણ લિંગોચિત્રાગમ, વસિષ્ઠપુરાણ તૈતેરીયશ્રુતિ પંચબ્રહ્મોપનિષદમાં વિશ્વકર્માને પાંચ મુખ અને દશ ભુજાઓ કહી છે. પૂર્વાદિ દીશાથી પૃથક્ પૃથક્ શીલ્પીઓ ઉત્પન્ન થયા કરે છે.

શ્રી વિશ્વકર્માના ચાર માનસ પુત્રોમાના જય જયપૃચ્છા ગ્રંથ ગુરૂ શિષ્યના સંવાદરૂપ આજે આપણે પ્રકાશીત થયેલો જોઈ રહ્યા છીએ. મૂળ ચોવીસ હજાર ગ્રંથો રચાયા તેમના કનિષ્ઠ નાવી શિષ્ય અપરાજિત સાથેના સંવાદરૂપે અપરાજિત પૃચ્છા અઢીસો અધ્યાયનો મોટો ગ્રંથ મળી રહ્યો છે. બીજા ગ્રંથો મયના ગ્રંથો વિશેષ દ્રવિડ શૈલીના છે. બીજા શીષ્ય સિદ્ધાર્થને શ્રીવિશ્વકર્માએ સ્વરશાસ્ત્ર ગણીત જોતિષ વ્યાકરણ છંદ અલંકાર અને યુક્તિમાર્ગનું રહસ્ય સમજાવ્યું.

વિજય શિષ્યને કળા વિષયના જુદા જુદા વાજીંત્ર, લાસ્ય, હાસ્ય, તાંડવ, નૃત્ય, સાત

ફેવરશાસ્ત્ર, એકવિશ ગ્રામ મુર્ધના, ઓગણપચાસ સ્વરમંડળ, ૭ રાગ, છત્રીશ રાગીણીએ સર્વ વિદ્યાનું વિજયને જ્ઞાન આપ્યું.

અન્ય ગ્રંથોમાં ત્વષ્ટા નામના શીષ્યને ધાતુ લોહ યંત્રો સુવર્ણ, ચાંદી, કાંસુ–ત્રાંબા-પીત્તળના વિવિધ ઉપગરણોનું જ્ઞાન આપ્યું તેની પંચાલ, કંસારા સુવર્ણકાર–રથ આદિ કર્મના જ્ઞાતા થયા.

શ્રી વિશ્વકર્માના પાંચ મુખથી પૂર્વે મનુ (લોહકર્મ) દક્ષીણે મય (શીલ્પીકાર) પશ્ચિમે ત્વષ્ટા ધાતુ–કંસારા ઉતર મુખથી દેવજ્ઞ સોની, ઉર્ધ્વમુખ સોમપુરા શીલ્પી થયા કલીયુગમાં વિશ્વકર્માના શરીરમાંથી વક્ષ સ્થળથી વૈશ્ય મધ્યથી મેવાડા ઘુટણથી ગુર્જર પગથી પંચાલ ફરીથી કારીગર કડીયા સોમનાથની આજ્ઞાથી કુશળ સોમપુરા શિલ્પી થયા.

એ રીતે શિલ્પ કર્મના જુદા જુદા જ્ઞાનની પ્રાપ્તિ વિશ્વકર્માથી કરી સ્વ–સ્વ કર્મમાં નિપૂણ થયા.

ઉપરોક્ત મયનામા વિશ્વકર્માના શિષ્ય પરિવાર દ્રવિડમાંથી હજારો વર્ષ પહેલા સમુદ્રપાર અમેરીકા ખંડમાં મેક્ષીકોમાં જઇ વસ્યા તેઓની રીતભાત વગેરે ઘણાખરા ભારતીય છે ત્યાં સૂર્ય મંદિરોના અવશેષો મળે છે તેઓ માયા જાતિથી ઓળખાય છે. અમેરીકામાં એંજીનીયરીંગ કળામાં કુશળ મેક્ષીકનો માયા ગણાય છે.

## શિલ્પગ્રંથો

વાસ્તુશાસ્ત્રના અધિદેવ વિશ્વકર્માના નામે કેટલાક ગ્રંથો ઉપલબ્ધ છે. દીપાર્ણવ–ક્ષીરાર્ણવ વૃક્ષાર્ણવ અપરાજિત જ્ઞાનરત્નકોષ–વિશ્વકર્મ પ્રકાશ વાસ્તુપ્રદિપ જયપૃચ્છા વાસ્તુવિદ્યા છે. મધ્યકાળના સ્થપતિઓમાં પંદરમી સદીમાં ભારદ્વાજગોત્રના મંડન સૂત્રધારે પ્રાસાદ મંડન રૂપમંડન પ્રાસાદ ગ્રંથો વાસ્તુમંડન–દેવતામૂર્તિ પ્રકરણ રાજવલ્લભ વાસ્તુસાર ગ્રંથોની રચના કરી તેને મૂળ પાટણથી કુંભઃરાણા મેવાડમાં આમંત્રી મેવાડમાં વસાવ્યા તેના ભાઈ નાથજીએ વાસ્તુમંજરી, રાજસિંહે વાસ્તુરાજ, વીરપાલે પ્રાસાદતિલક, મહારાજા ભોજે સમરાંગણ સૂત્રધાર–મલ્લે પરિમાણમંજરી અલાઉદ્દીનનો ઝવેરી અને ખજાનચી ઠક્કુર ફેરૂએ માગધી વત્થુસાર પંડિત વાસ્તુદેવે–તાસ્તુપ્રદીપ–મંડનના પરિવારે વાસ્તુકૌતુક કલા નિધિ, વાસ્તુઉદ્ધાર, સુખાનંદ વાસ્તુ,–સૂત્રધાર કૌશિકે વાસ્વ્યાધ્યાય, રત્નતીલક, સૂત્રપ્રતાન દેવ્યાધિકાર આદિ નાગરાદિ વાસ્તુતા ગ્રંથો ઉપલબ્ધ છે. ઓરીસ્સા પૂર્વ ભારતનો શિલ્પ-પ્રકાશ અને બીજો ગ્રંથ છે. વિશ્વકર્મા પ્રકાશગ્રંથ ગુપ્તકાળની રચનાનો છે.

દક્ષિણ ભારતના ગ્રંથોમાં માનસાર કાશ્યવશિલ્પ–મયમતમ્ શિલ્પરત્નમ્ મનુષ્યાલય ચંદ્રિકા વૈખાનાગમવાસ્તુવિદ્યા આ ગ્રંથો સીવાય–તાંત્રીક ગ્રંથોમાં ઇશાના શિવગુરૂદેવપદ્ધતી હયશીર્ષ પંચરાત્ર અભિલપિતાર્થ ચિન્તામણી માનસોલ્લાસ અને કેટલાક આગમ ગ્રંથોમાં શિલ્પના વિષયના અધ્યાયો છે નીતિશાસ્ત્ર અને જ્યોતિષ અને પુરાણોમાં શિલ્પ વિષય પ્રકરણો છે.

પુરાણોમાં પણ વાસ્તુવિદ્યાના અધ્યાયો છે મત્સ્યપુરાણ અગ્નિપુરાણ ભવિષ્યપુરાણ ગરૂડપુરાણ વિષ્ણુધર્મોત્તર–સીવાય નીતિશાસ્ત્રના ગ્રંથોમાં શુક્રનીતિ–વીવેકવીલાસ સંહિતાના ગ્રંથોમાં બૃહદ્‌સંહિતા વાસિષ્ઠસંહિતા નારદસંહિતામાં ઓછાવત્તા વિષય છે જ્યોતિષ શાસ્ત્ર, ક્રીયાકાંડ, તંત્રગ્રંથોમાં પણ શિલ્પને સમાવેલ છે. સીવાય વીશેક જેટલા શિલ્પના ઉપગ્રંથો છે જે કેટલાક ગ્રંથોના છુટા પડેલા અધ્યાયો છે, વિરોચન નામે વિદ્વાન લક્ષણ સમુચ્ચય નામે વાસ્તુગ્રંથની રચના કરેલી. હાલ તેની પ્રતો નેપાળવાં મળે છે. તે આઠમી સદીના ગ્રંથ છે તેવો જ સાતમી સદીનો કેશવ દેવ નામે વિદ્વાને વાસ્તુતિલક નામે ગ્રંથ લખેલો–તેની પ્રત એક અમાશગ્રંથ સંગૃહમાં બીજી પ્રત સાંગવાડાથી મળેલી છે તે વિ. સં. ૧૬૫૫ અને ૧૭૯૫ની સાલની છે.

---

વિધર્મી શાસને અનેક વિદ્દદપૂર્ણ વિષય ગ્રંથોનો અનેક વિદ્યા કળાના ગ્રંથોનો નાશ કર્યો બિહારમાં નાલંદાના લાખો હસ્તલીખીત તાડપત્રો પરના ગ્રંથો ક્રુર મુસ્લીમોએ અગ્નીમાં હોમી દીધા જેમાં વિજ્ઞાન જ્યોતિષ આરોગ્ય આદિ ગ્રંથોનો સંગ્રહ હતો.

## ભારતની પ્રાદેશીક સ્થાપત્ય શૈલી

ભારતના વિશાળ ક્ષેત્રના પૃથક પૃથક ભાગોમાં પ્રાપ્ત થવા કાષ્ટ પાષાણ ઈષ્ટથી ઉદ્‌ભવેલા વાસ્તુ દેશ અને કાળ બળે પરિવર્તન થતા ગયા. સ્થાપત્યોમાં મુખ્ય મંદિરના જુદા જુદા ઘાટ પદ્ધતીનો વિકાસ ક્રમશઃ થતો રહ્યો. કોઈ વાર સાધન બળે કોઈવાર ધાર્મિક માન્યતાનો ક્રીયાકાંડ કે ભાવનાના દબાણુના લીધે ઉદ્‌ભવ્યો અને તેનો ઉપયોગ જુદા જુદા સંપ્રદાયોએ કર્યો છતાં નિશ્ચયપૂર્વક એમના જ કહી શકાય કે અમુક ઘાટ અમુક સંપ્રદાયે પ્રવિષ્ઠ કર્યો તેથી તે સનાતન બ્રાહ્મણી જૈન કે બૌધ સંપ્રદાયનો છે તેમ કહેવું ખોટું છે. અમુક કાળે કે સ્થળે તે તે પ્રદેશમાં પ્રવર્તતી એક કે બીજા સંપ્રદાયની સેવામાં તે વેળા ભારતીય શિલ્પનો ઉદ્‌ભવ થયો છે.

પાશ્ચાત વિદ્વાનોએ ભારતીય શિલ્પના સાંપ્રદાયીક શિલ્પ ભેદો પાડી ઓળખાવે છે તે તદ્દન અસત્ય છે તે તો કાળના ભેદો કે પ્રાંતિક ભેદે શિલ્પ પદ્ધતીના ભેદો છે.

ભારતીય પ્રાદેશીક શીલ્પ શૈલીનો સુંદર ઉલ્લેખ અપરાજિત પૃચ્છામાં કરેલો નાગર–દ્રવિડ–ભૂમિજ, લતિન, વલભિ સાવંધારા ફ્રાસના, વિમાન, વિમાન નાગર, આ આઠે જાતિના પ્રાસાદો ઉપરાંત બીજી છ જાતિ કહી છે. તે જાતિ ભારતના કયા કયા પ્રદેશોમાં પ્રચલીત છે તે પણ ગ્રંથકારે બતાવેલ છે.

પ્રાસાદના શીખરોની શૈલી જુદા જુદા પ્રદેશ પ્રમાણે છે પરંતુ તેમાંયે કાળ પ્રમાણે શિલ્પ સ્થાપત્યમાં પરિવર્તનો થયા કર્યા છે. સૌરાષ્ટ્રમાં ગોપનું વિશાળ ભગ્ન મંદિર ગુપ્તકાળનું ચોથી પાંચમી સદીનું છે. સૌરાષ્ટ્રના સમુદ્રકિનારા પર ચૈત્યાકાર શીખરો ઉપર સંકુચીત કરી તે પર આમલક કળશ મુકેલા છે આ શૈલી ઇ. સ. ના પ્રારંભથી બીજીથી ચોથી પાંચમી સદી સુધીની છે.

## વલભી જાતિના પ્રાસાદો

પશ્ચીમ ભારતમાં પ્રભાસપાટણ પાસે સમુદ્રકિનારે કદ્વારનું છઠ્ઠી સદીનું વરાહનું મંદિર–પૂર્વભારતમાં ભુનેશ્વરનું વૈતાલ દેવનું મંદિર–મધ્યભારતમાં ગ્વાલીયર કીલ્લા પરનું તેલીના નામે ઓળખાતું વલભી જાતિનું મંદિર આઠમી સદીનું છે. તામીલનાડમાં મહાબલીપુરમનું મંદિર–આ વલભીના ગર્ભગૃહ પહોળાઇ કરતાં લંબાઇમાં વધુ હોય છે. વલભીના શીખરો ગોળ નળાકારે હોય છે.

## પ્રાસાદના મુખ્ય બે પ્રકાર

પ્રાસાદના આમ તો બે પ્રકાર કહ્યા છે. એક **નિરંધાર પ્રાસાદ** સાદા જે જ્યાં ત્યાં આપણે જોઇ રહ્યા છીએ તે અને બીજો પ્રકાર **સાંધાર** પ્રાસાદ ગર્ભગૃહ ફરતો પ્રદક્ષણા માર્ગ રાખી બાહ્ય ભીત અંગોપાંગ મંડોવરથી અલંકૃત કરી તેના બરાબર–શીખર વિશાળ થાય છે તે **સાંધાર** પ્રાસાદ.

## ભારતીય શિલ્પીઓની સ્તુતી પ્રસંશા

ભારતના શિલ્પીઓએ પુરાણોના પ્રસંગોને પાષાણમાં સજીવરૂપે કોતર્યા છે. તેમના ટાંકણાની સર્જનશક્તિ પરમ પ્રસંશાને પાત્ર છે. જડ પદાર્થ પાષાણને વાચા આપનારા આવા કુશળ શિલ્પિઓ પણ કવી જ છે તેઓ ભારે ધન્યવાદને પાત્ર છે. અલબત્ત કળા કોઇ ધર્મ કે જાતિની નથી એ તો સમગ્ર માનવ સંપ્રાદાયની છે ભારતીય શિલ્પીઓએ કળા દ્વારા સ્વર્ગ વૈકુંઠને પૃથ્વી પર ઉતાર્યું છે. રાષ્ટ્ર જીવનને સમૃદ્ધ પ્રેરણા આપી છે.

જડ પાષાણમાં પ્રેમ શૌર્ય હાસ્ય કરૂણ કે અન્ય ભાવો મૂર્તિમંત કરવા એ બહુજ કઠીન છે ચિત્રકારનો રંગ રેખાથી તે દર્શાવી શકે છે પણ શીલ્પી રંગની મદદ વિના તે પાષાણમાં ભાવાત્મક સર્જન કરે છે ત્યાંજ તેની અપૂર્વ શક્તિ રહેલી છે.

મયશાસ્ત્રના ત્રીજા અધ્યાયમાં શિલ્પીની મહત્તા ઘણી કહી છે.

शिल्पिमाता शिलापुत्रो दासत्वं सर्व पूजक
माता मह पिता शिल्पि पुत्रांश्च सर्वे देवता ॥६॥
शिल्पि पूजा शिला पूजा शिल्पि दुःखेन दुखित
शिल्पिन कल्पित देव शिल्पि ब्रह्ममयं जगत् ॥७॥
धेनु गज तुरङ्ग श्च ग्रामक्षेत्राणो छयतम्
शिल्पिनो मनःसंतुष्ठ देव संतुष्ठ देव च ॥८॥
शिल्पि नमस्कृत्य पूर्वे पाश्चात ब्राह्मणो राज्ञ

શીલ્પી માતા રૂપ શિલા પુત્ર રૂપ છે. તે પ્રતિમાનો જન્મ આપે છે. પુત્રરૂપ દેવ મૂર્તિઓના માતા મહ અને પીતા શિલ્પી છે શિલ્પિને દેવરૂપ કલ્પી શિલ્પી જગતમાં બ્રહ્મ મય છે. શિલ્પીને પુરસ્કારમાં ગાયો, ભેંસો, હાથી, ઘોડા, ક્ષેત્ર ગામ અને પાલખી છત્ર અર્પણ કરવા શિલ્પીને પ્રસન્નતાએ દેવની પ્રસન્નતા સમજાવી. દેવપ્રતિષ્ઠા કર્યા પછી પ્રથમ શિલ્પીને નમસ્કાર કરવા પછી બ્રાહ્મણ અને રાજાને નમસ્કાર કરવા.

શિલ્પી કલાકારની ભાષા રાષ્ટ્રના ગુઢ ચિન્તનને વ્યક્ત કરવા યોગ્ય હોય છે શિલ્પિની ભાષા ઘણી અર્થવતી છે એ સૃષ્ટિ દેવ શિલ્પીની છે તેમાં શિલ્પીને ઉચ્ચારણ કરીને કંઇ કહેવું પડતું નથી પરંતુ એ શિલ્પ લીપિના અક્ષરો સર્વ દેશ અને કાળમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવામાં સમર્થ હોય છે.

શિલ્પી અણુઘડ શિલાખંડની ધૈર્ય સાથે આરાધના કરે છે તેની એ નિષ્ઠાથી તે પાષાણને દ્રવિત કરી 'શ્રી' અને સૌંદર્ય''ના રૂપમાં પરિણુત થઇ જાય છે તેમાં કલાની ભાવના પ્રાણનો સંચાર કરી દે છે.

કલા 'શ્રી' અથવા 'સૌંદર્ય''નું પ્રત્યક્ષ કરવાનું સાધન છે પ્રત્યેક કલાત્મક રચનામાં સૌંદર્ય અથવા 'શ્રી'નો ભાસ રહે છે જે સૃષ્ટિમાં 'શ્રી' ન હોય તે રસહીન જાણવું જ્યાં રસ નથી ત્યાં પ્રાણ પણ નથી રહેતો જ્યાં રસ પ્રાણ અને 'શ્રી' એ ત્રણે એકત્ર રહે છે ત્યાંજ કળા રહે છે કહેવાય છે કે આનંદના અનુભવોના સારૂ વિશ્વકર્ત્તાએ સૃષ્ટિની રચના કરી એ પોતે રસથી તૃપ્ત છે. વસ્તુત કળા એ જીવનના સુક્ષ્મ અને સુંદર પટ પરનો વિતાન (ચંદરવો) છે કળાના પ્રત્યેક ઉદાહરણ જગમગતા દીપકથી જેમ આપણા ચોતરફ પ્રકાશના કિરણો ફેલાવે છે.

## ભારતના સુપ્રસિદ્ધ શિલ્પી સ્થપતિઓ

સાંચી સ્તૂપનુ કળામળ દક્ષીણ તોરણ ઇ. સ. પૂર્વે પહેલી સદીમાં આંધ્રના સ્થપતિ આનામદા, સારનાથનો શિલ્પી વામન, ધારાપ્રશસ્તિના ઉત્કીર્ણક સિંહાકનો પુત્ર રામદેવ ઇ. સ. ની સાતમી સદીના દક્ષીણના રાષ્ટ્રકૂટ રાજા શ્રી કૃષ્ણે—નર્મદા કીનારાના લાટદેશના શિલ્પીઓને નિમંત્રી જગતના આશ્ચર્ય જેવું ઇલોરાનું સંપૂર્ણ મંદિર આખા એક પહાડમાંથી કોતરાવેલ તે શિલ્પીઓ ગુજરાતના હતા.

સંવત્ ૭૪૧ અને ૯૮૪માં ભીન્નમાળના ઉત્કૃષ્ડ શિલ્પકારો કળા વિશારદ સૂત્રધાર ગ્રહભટ્ટ તેના પુત્ર સૂર્યવર્મા અને સૂર્યવર્મા આ ત્રીજા ગંગાવર્મા સૂત્રધારોત્વ कुशलो रुपकर्म निपूर्णर्यास्तुविद्या पारंगै कम्मत्ति यतिमि सूत्र विधृत्य तैरेवेयं कारिता,

સંવત્ ૭૪૪ साक्षात पितामहेनेय विश्वरुप विधायिना शिल्पीना शिवनागेन कृतमेत ग्जिनद्वयम्.

પીંડવાડાની જિન ૭૪૪ની ધાતુ જીન મૂર્તિ પરના લેખમાં શિવનાગ નામના શિલ્પીને સાક્ષાત્ બ્રહ્મા કહ્યા છે તેણે એક મંદિર નિર્માણ કર્યાનો લેખ મળે છે.

વિ. સ. ૯૯૯ માં સિદ્ધપુરના રૂદ્રમાળના શિલ્પી ગંગાધર, ૧૦૨૦ માં આબુના વિમળશાહના મંદિરના સ્થપતિ ગણધર ઇ. સ. ૧૨૧૦ માં ડભોનો દુર્ગ અને કળામય પ્રતોલ્યા દરવાજાના શીલ્પી હીરાધર વિ. સ. ૧૨૮૫ માં આબુના વસ્તુપાળ તેજપાળના શિલ્પી શોભનદેવ સં. ૧૯૪૫માં રાણકપુરના શીલ્પી દેપાક દક્ષિણ કર્ણાટકના બેલુરના કળામય સ્થાપત્યના અર્જક ડંકનાચાર્ય ધારાનગરીના પ્રમાણ મંજરી ગ્રંથ ગ્રંથનો કર્તા

શિલ્પી નકુલનો પુત્ર મલ્લદેવ, વિ. સં. ૧૫૧૮માં આબુ અચળગઢની વિશાળ ધાતુ મૂર્તિનો ડુંગરપુરના શીલ્પી લુંભા અને લાંબાએ ભરેલ દોઢસો વર્ષ પહેલા પાલીતાણા જૈનોના પવિત્ર શત્રુંજય પર્વત બે ભિન્ન પહાડીમાં વહેંચાયલો હતો ટેકરીઓ મંદિરોથી ભરપુર હતી જમીનનો અભાવ હતો. મુંબઇના શેઠ મોતીશાહને એક વિશાળ ટુક અનેક મંદિરો સાથે બાંધવાની તીવ્ર ઇચ્છા હતી. સ્થપતિ રામજીભાઇ બુદ્ધિમાન હતા તેમણે શેઠના ઇચ્છાપૂર્તિ માટે બે પહાડી વચ્ચેનો ગાળો ભરી વિશાળ ભૂમિ તૈયાર કરી આપી. શત્રુંજય પર્વત પરની મોટામાં મોટી ટુંક શેઠ મોતિશાહની અનેક મંદિરો અને ઘણી દેવકુલીઓ સાથે તેમણે બાંધી આપી તેની કદર રૂપે શ્રી રામજીભાના સ્મૃતિ રાખવા કીલ્લાના દ્વાર પોળનું નામ 'રામપોળ' પાડેલું તેમણે જુદા જુદા સ્થળોએ અનેક મંદિરોની મુંબઇ આદિ સ્થળોએ નિર્માણ કરેલા વિશેષ તો તેમણે મંદિરોની બાંધણીમાં કેટલીક સાદી રીતો દાખલ કરી તેઓના હાથ નીચે અગ્યારસો ૧૧૦૦ હથોડા કારીગરો કામ કરતા હતા તેઓના વડીલોએ શત્રુંજય પર્વત પરના કેટલાયે મંદિરોના નિર્માણ કરેલાં તે પવિત્ર પર્વત પરની લગભગ ઘણીખરી ટુંકો તેઓએ અને તેમના પરિવારે બાંધેલ.

મધ્યપ્રદેશના ખજુરાહોના સેંકડો કળામય મંદિરોના સમુહના નવમીથી તેરમી સદી સુધીના ચારસો વર્ષમાં નિર્માણ થયેલા તેના કુશળ શિલ્પી વર્ગ ક્યાંના હતા ? ક્યાં ગયા ? તેનું નામનિશાન નથી. દુઃખની વાત છે કે તેવા સ્થપતિઓ વિશે આપણને કાંઇ જાણવાનું મળતું નથી. સ હદપ્રાંત ગાંધારની શીલ્પ શૈલીના સુંદર અવશેષો પ્રાપ્ત થાય છે. ત્યારે મથુરા શિલ્પ શૈલી તેની સ્પર્ધામાં હતી. તેવીજ ઉડીયા ઓરિસાનાં કેશરી વંશના રાજાઓએ ચોથીથી અગ્યારમી શતાબ્દી સુધીના છસ્સો વર્ષના રાજ્ય કાળમાં ભુવનેશ્વરમાં સાતેક હજાર મંદિરો જુદી જુદી શૈલીના બંધાવેલા તેમાંના થોડા સેંકડો મંદિરો ભગ્નાવસ્થામાં હાલ ઉભેલા છે હાલ તે મંદિરોના નિર્માણ પૂર્વભારતના મહારાણા (મહાપાત્ર) શીલ્પીઓ હતા. વર્તમાનકાળમાં આ શિલ્પી જ્ઞાતિ હયાત છે તેઓ પાસે શિલ્પના હસ્તલીખીત ગ્રંથોનો સંગ્રહ રાખે છે.

આંધ્ર, કર્ણાટક, દક્ષીણમહારાષ્ટ્ર અને ઉત્તર તામીલનાડ પ્રદેશમાં પસાનન નામે પાંચ જુદા જુદા કર્મ (ધંધો) કરનારનો વર્ગ છે તેઓના ગોત્ર, કર્મ, વેદ અને દેવો જુદા જુદા કહ્યા છે તામિલનાડ પ્રદેશમાં વિરાટ વિશ્વ આચાર્ય શિલ્પીઓનો વર્ગ પોતાને બ્રાહ્મણ જાતિમાં ઓળખાવે છે તે શિલ્પી વર્ગના દ્રાવિડ શિલ્પના હસ્તલીખીત ગ્રંથોનો સંગ્રહ રાખે છે શિલ્પ સ્થાપત્યના તેઓ કુશળ છે.

ગુજરાતમાં વૈશ્ય મેવાડા ગુર્જર અને પંચોળી અને પંચાળ એમ પાંચ જાતિના શિલ્પિઓ વિશ્વકર્માના માનસ પુત્રો હોવાનો દાવો કરે છે. ગૌડ–બ્રાહ્મણ શિલ્પીઓ ઉપર રાજસ્થાન જયપુર અલવર તરફ વસે છે જાંગડ જાતિના શિલ્પિઓ મધ્યપ્રદેશ અને ઉત્તરપ્રદેશમાં પથરાયેલા છે તેઓ આંગીરસ ગોત્રના માને છે અને વિશેષ કરીને લોહ કર્મ યંત્રાદિર્યા કુશળ છે. અન્ય કામ પણ કરે છે પૂર્વમાં બંગદેશમાં પાલ જાતિના

શીલ્પીઓ હતા. પરંતુ તે પ્રદેશમાં વિધર્મીઓની તલવારના ભયે તેઓ અન્ય વ્યવસાય કરે છે ઇ.સ.ના પ્રારંભથી તેરમી સદી સુધીના નાલંદા વિદ્યાધામના સ્થપતિ અને મૂર્તિ-કળામાં પ્રવિણ પાલ જાતિના હતા તેના અવશેષો પરથી આપણે થોડું જાણી શકીયે છીએ.

ધર્મોતાનો વધુ ભોગ સિંધ–પંજાબ કાશ્મિર અને સરહદ પ્રાંત અને અફઘાની-સ્થાનમાં વિધર્મીઓની તલવારે એક પણ પુરાણો શીલ્પી વર્ગ જાણવા મળતો નથી. જુદા જુદા પ્રદેશોમાં શિલ્પી વર્ગ વિષયમાં દીપાર્ણવની પ્રસ્તાવના પાના ૪૫ થી ૪૮ છે પાસઠ પાનાની પ્રસ્તાવના પાના ભારતના અરણ્યોમાં કે પ્રાકશમાં જોવા મળતા સુંદર કળાધામોના શિલ્પીઓ કોણ હતા. તેઓએ પોતાની જાતની ઓળખ કરતા પણ કળા વધારે પ્રાધાન્ય માની પોતે અજ્ઞાન રહ્યા છે તેવા હજારો અજ્ઞાન કુશળ શિલ્પીઓને આપણા હજારો વંદન હો જેમણે પોતાની યશકીર્તિની પરવાહ પણ કરી નથી એવા નિસ્પૃહ શીલ્પીઓની સુંદર કૃતિઓને નીરખીને આપણે તેમને ધન્યવાદ આપી વંદન હો.

અમારા શિલ્પી વર્ગમાં ક્રીયાનું જ્ઞાન છે પરંતુ ગ્રંથસ્થ શાસ્ત્રનો જ્ઞાનનો અભાવ જે–વર્તમાનકાળમાં અને પ્રાચિન વિદ્યાનો અસ્ત થવાના ચિહ્નો જણાય છે (જોકે ક્રીયા કૃતિ રહેશે) તેથી વીસેક ગ્રંથોના અનુવાદ તેની ટીપણ મર્મ અને તેને લગતા આલેખનો (ડ્રોઈંગો) સાથે પ્રકાશીત કરી રહ્યો છું મારી આર્થિક સ્થિતિ ઉપરાંત હું વિદ્યાના સારૂ મારાથી બની શકે તેટલો ભોગ આપવા પ્રયત્ન કરી રહ્યો છું. સામાન્ય શીલ્પી વર્ગને આલેખનો નકસા ડ્રોઈંગોનું જ્ઞાન મળતું રહે તે સારૂ **"ભારતીય શિલ્પસંહિતા પ્રતિમા કલાનિધિ"** અને **"વાસ્તુકલાનીધી"** ત્રણ ગ્રંથો ભારે ખર્ચે પ્રકાશીત કરી રહ્યો છું આશા છે કે મારી આ હેતુનો ઉપયોગ કરી શીલ્પી વર્ગ તેઓ રાત્રીના નવરાશના સમયે લાભ લે. ગ્રંથસ્થ જ્ઞાનોનાં ગણીત આદિના શ્લોકો કંઠસ્થ કરે તો વિદ્યા સજીવ રહેશે.

અમારા કુળ પરંપરાગત શિલ્પ સ્થાપત્યનો વ્યવસાય છે. પ્રાચિન શિલ્પના હસ્ત-લીખીત ગ્રંથોનો સારો એવો સંગ્રહ છે ત્રણસો વર્ષથી અમારા વડીલો પાલીતાણા ભાવનગરનો વસવાટ છે સોમપુરા શિલ્પીઓ સૌરાષ્ટ્ર ગુજરાત કચ્છ મેવાડ અને રજપુતાનામાં જુદા જુદા રાજ્યોએ વસાવેલા એંશી કે નેવું વર્ષથી અમારા કુટુંબના સભ્યોએ સારી અંગ્રેજી કેળવણી લીધેલ છે પાંસઠ વર્ષ પહેલાં મારા બંધુ રેવાશંકરભાઇ સમસ્ત કોમમાં પ્રથમ ગ્રેજ્યુએટ થયેલા–કુળના સભ્યોએ યુરોપ અમેરીકાનો પ્રવાસ કરેલા મારા ભત્રીજા ગુલાબરાય અમે-રીકામાં પ્રથમ એંજીનીરીંગનો અભ્યાસ કરેલ મારા બીજા ભત્રીજા શ્રી ભાનુશંકર સોમપુરા ગુજરાત હાઈકોર્ટના જસ્ટીસ હતા. મારા જ્યેષ્ઠ પુત્ર બળવંતરાય શિલ્પ સ્થાપત્યના અભ્યાસી હતા તેમનાથી મને વ્યવસાયમાં ઘણી રાહત હતી કમનસીબે શ્રી બદરીનારા-યણના જીર્ણોદ્ધારમાં કામે બીરલાએ હીમાલય મોકલેલા વળતા હીમાલયમાં અલકનંદાની પ્રવાહમાં દેહ વીલય થયો. તે સાથે ભાઈ ભાનુશંકર બંને બાવન વર્ષની નાની ઉંમરે દેવલોક થવાનું મને ઘણું દુઃખ થયું.

મારા બીજા પુત્ર વિનોદરાય અમેરીકામાં સીવીલ એંજી. છે તે સહકુટુંબ અમેરીકા રહે છે–ત્રીજા પુત્ર–ચી. હર્ષદરાય–અમદાવાદ હાયકોર્ટના એડવોકેટ છે ચોથા પુત્ર–ચી.

ધનુભાઈ એન્ક વ્યવસાયમાં છે વડીલપુત્ર બળવંતરાયના પુત્ર મારા પૌત્ર ચી. ચંદ્રકાન્ત શિલ્પ સ્થાપત્યમાં પ્રવિણુતા મેળવી રહ્યા છે તે સ્વતંત્ર રીતે કામ કરે છે. પાલીતાણા અમારા મૂળ વતનમાં અમારા મોટા મકાનો છે પરન્તુ વ્યવસાયના કારણે અમદાવાદમાં ત્રણ મકાનો કરી હાલ અમદાવાદ વસવાટ કરી રહ્યા છીએ.

વિદ્યાકળાને ઉત્તેજન આપવા–ગ્વાલીયદ ટેરોન બીરલાજી તરફથી શ્રીમાન શ્રી દુર્ગાપ્રસાદજી માંડવિયાજીએ વિદ્યાને આર્થિક પ્રોત્સાહન આપવા બદલ તેઓના અમો આભારી છીએ.

વર્તમાનકાળમાં પાશ્ચાત કેળવણી પામેલા આર્ચિટેકટો શિલ્પકારોને ચિત્રકારો ભારતની પોતાની કળાને ભૂલીને પશ્ચીમનુ અનુકરણ કરી રહ્યા છે તે ખેદની વાત છે શિલ્પ–સ્થાપત્ય અને ચિત્ર આ ત્રણે કળામાં એટલી વીકૃતી વર્તમાનમાં આવી ગઈ છે. કે ઢંગધડા વગરના શિલ્પ અને ચિત્રો થઇ રહ્યા છે ભારતીય સ્થાપત્યના સ્થાને ડબલા જેવા ગંજીપાના જેવા ભવનોના નિર્માણ થઇ રહ્યા છે. મનુષ્યની સુખસગવડ પ્રમાણે ભવનોના નિર્માણ કરે પરંતુ ભવનનું મુખદર્શન તો હંમેશા ભારતીય શૈલીનું જ હોવું જોઇએ તેમાં જ દેશનું ગૌરવ છે.

ક્ષમાયાચના–અમારા આ ગ્રંથો શિલ્પીની સંસ્કૃતભાષાના છે. એક વિદ્વાન કહે છે કે કવિની જીંહામાં અને શિલ્પીના હસ્તમાં સરસ્વતી વસે છે શિલ્પિની વાણી ભાષામાં લેખન અશુદ્ધી ત્રુટીઓ હોય કે પ્રેસદોષ હોય તો અશુદ્ધી પ્રત્યે ઉપેક્ષા દાખવી ગ્રંથનો મૂળ અર્થ ભાવ જ ગ્રહણ કરશે એવી આશા રાખું છું શિલ્પીઓની ભાષાનો ગ્રંથ છે જ્યોતિષ તંત્ર આયુર્વેદ અને શિલ્પના ગ્રંથો વિશે એક વિદ્વાન કહે છે.

ज्योतिषे तंत्रशास्त्रेच विवादे वैद्य शिल्प के
अर्थमात्रैतु गृहणिया शब्दविचारयेत् ।

જ્યોતિષ તંત્રશાસ, વિવાદગ્રંથ, આયુર્વેદ અને શિલ્પ ગ્રંથોમાં તેની ભાષા શબ્દોનો બહુ વિચાર ન કરતાં તેનો અર્થને જ ગ્રહણ કરવા.

સુજ્ઞવાચક વિદ્વાનો હંસવૃત્રી ધારણ કરી શિલ્પના ગ્રંથોનું વાંચન કરવા વિનંતી છે. ગ્રંથના છાપકામ અમદાવાદ ઘીકાંટા પર નવપ્રભાત પ્રેસમાં શ્રી મણીલાલ શાહે છાપ્યું છે. જયપૃચ્છા ગ્રંથ વિશ્વકર્મા અને જયના સંવાદરૂપ ઘણો મોટો હજારો શ્લોકનો હશે પરંતુ તેમાંથી મને ફક્ત ૩૦ અધ્યાયના ૭૫૦ શ્લોક પ્રાપ્ત થયા છે તે પ્રકાશીત કરવા ભાગ્યશાળી થયો છું તેના શ્લોક સાડાસાતસો છે આલેખન નકશા ડ્રાઈંગો આદિ સાડાપાંચસો છે આ ગ્રંથના થોડા પ્રકરણો શ્રી મધુસુદન ઢાકીએ બનારસમાં મેળવી આપેલ તેમાં કેટલાક અધ્યાયો સ્પષ્ટ અક્ષરોથી શ્રીમતી ગીતાબેન ઢાકીયે લખેલ તેઓનો આભાર માનું છું આ ગ્રંથનું પ્રકાશીત કરતાં મને ઘણો જ આનંદ થાય છે.

સર્વે સુખિ સંતુ સર્વે સંતુ નિરામય
સર્વે ભદ્રાણી પશ્યંતુમાકશ્ચદુઃખમાનુયાત્

વિ. સ. ૨૦૩૩ આશ્વિન વાગદીવાળી
તા. –૧૧– નવેમ્બર ૧૯૭૭
૩ પથીક સોસાયટી–અમદાવાદ ૧૩,

સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા
શિલ્પ વિશારદ

# શ્રીવિશ્વકર્માપ્રણિત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્ર ગ્રંથ

## અનુક્રમણિકા

# અભિપ્રાયો

સ્વ. ડૉ. વાસુદેવશરણ અગ્રવાલજી

સ્થપતિ શ્રી પ્રભાશંકરજી પશ્ચિમ ભારતના વર્તમાન કાળના વિખ્યાત સ્થપતિ છે પ્રાચિન વાસ્તુશાસ્ત્રનું ગહન જ્ઞાન ધરાવે છે. સ્થાપત્યની પરિભાષા સ્પષ્ટ કરવાનો પરિશ્રમ કર્યો છે આથી તેમના પાંડિત્ય અને અનુભવ પ્રગટ થાય છે હમારો વિશ્વાસ છે કે સમસ્ત વાસ્તુશાસ્ત્રના અધ્યયનનું એક નવું દ્વાર ઉત્યુક્ત તેમણે કર્યું છે.

સ્વ. શ્રી વાસુદેવશરણ અગ્રવાલ
અધ્યાપક કળા અને સ્થાપત્ય વિભાગ
કાશીવિશ્વવિદ્યાલય

સ્વ. ડૉ. મોતીચંદ્રજી,

ભારતીય શિલ્પ સ્થાપત્યમા દેશના ગણ્યા ગાંઠયા વિદ્વાનોમાં તેઓ એક છે મધ્ય-કાલિન વાસ્તુશાસ્ત્ર અધ્યયન વિશે પારિભાષિક શબ્દાવલી દેવમંદિરોના અવયવોથી તેની તુલના કેવળ શ્રી સોમપુરાજી જેવા વિદ્વાનના વશની વાત છે. શ્રી સોમપુરા જેવા વિદ્વાન કે જેમનો પરંપરાથી સીધો સંબંધ છે.

ગ્રંથના સંપાદનમાં પળે પળે (ઠેકાણે ઠેકાણે) તેમના અધ્યાપનશીલતાનો અનુભવ થાય છે. ગ્રંથમાં અનેક સ્થળો પર રેખાચિત્રો નકશાઓ અને વિષયના મર્મ આપીને સોનામાં સુગંધ અને તેને શોભાવવાનું કાર્ય કર્યું છે. ડૉ. મોતિચંદ્ર

ડાયરેકટર ઓફ પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ—મુંબઈ

સ્વ. જામસાહેબ–

પ્રાચિન વાસ્તુશાસ્ત્ર વિદ્યાના અભ્યાસી શ્રી પ્રભાશંકર સોમપુરાએ પ્રકાશિત કરેલા શિલ્પ સાહિત્ય ભારત દેશને ગૌરવરૂપ છે સોમનાથ મંદિરના નવ નિર્માણ તેમના નેતૃત્વ નીચે થતાં છેલ્લા દશ વર્ષનો મારો પરિચય છે. ગ્રંથમાં નકશાઓ, ડ્રોઈંગો, ફોટાઓ કોષ્ટકો આદિ સાથે તૈયાર કરેલ અમુલ્ય ગ્રંથ દેશને માર્ગદર્શન રૂપ થશે આવી સ્થાયી કળાના નિષ્ણાતોને પદ્મશ્રીના પદ પ્રદાનથી વિભૂષિત કરી કદર કરવામાં આવે.

શ્રી જામસાહેબ
રાજપ્રમુખ—સૌરાષ્ટ્ર

શ્રી પ્રભાશંકર સોમપુરા આપણા ભારતના એક સુપ્રસિદ્ધ સ્થપતિ શાસ્ત્રોક્ત અને ક્રિયાત્મક ઉભય જ્ઞાન શ્રી સોમપુરાજીના વંશ પરાંગત લોહીમાં છે વિખ્યાત સ્થપતિ કુળમાં તેમનો જન્મ થયેલો છે.

લી. શ્રી કનૈયાલાલ મા. મુનશી
ભૂતપૂર્વ ગવર્નર ઉત્તરપ્રદેશ



संपादक

स्थपति पद्मश्री प्रभाशंकरभाई सोमपुरा का जन्म मई १८९६ को अपने वतन में पालिताणा (सौराष्ट्र) में हुआ। सेकन्डरी स्कूल शिक्षण के वाद आपने कौटुम्बिक परंपरागत स्थापत्य व्यवसाय अपनाया और संस्कृत शिल्प ग्रंथोका अध्ययन किया। संस्कृत शिल्प ग्रंथो का गुजराती एवम हिन्दी अनुवाद नकशों के साथ तैयार करके आपने वीसेक अध्ययन पूर्ण ग्रंथों को संपादित करके प्रकाशित किए है। आपको स्थापत्य का अद्वितीय ज्ञान सैधांतिक एवम् क्रियात्मक रुप से प्राप्त किया है। आपने जो कठिन और अलभ्य ग्रंथों का संशोधन किया है। उसे आज आम कारीगर वर्ग पढकर स्थापत्य का ज्ञान प्राप्त करता है।

भारत सरकारने आपके स्थापत्य विषयक ज्ञान से प्रभावित होकर आपको पद्मश्री एवोर्ड प्रदान किया है। जगद्गुरु श्री शंकराचार्यश्रीने भी आपके शिल्प स्थापत्य के भव्य निर्माण देखकर आपकी "शिल्प विशारद" पदवी समर्पित की है। कई युनिवर्सिटीयां आपका व्याख्यान के लिए निमंत्रित करती है। अब नेशनल एवोर्ड भारत सरकारने दीये हैं।

सरदार श्री वल्लभभाई पटेल ने आपका कौशल्य देखकर सुप्रसिद्ध सोमनाथ सांधार महाप्रासाद का निर्माणकार्य आपको सुप्रत कीया था।

भारत के विभीन्न प्रदेश जैसे कि गुजरात, महाराष्ट्र, आंध्र, केरला, मध्यप्रदेश, बंगाल; पंजाब इत्यादि में आपने कई भव्य और महान प्रासाद के निर्माण किए हैं–कर रहे हैं।

–प्रकाशक

સ્વ. શ્રી ગોપાલ નેપટિયાજી

શ્રી પ્રભાશંકરજી સોમપુરાજી પ્રાચિન મંદિરોના અને પ્રખ્યાત સ્થપતિમાં બેજોડ વિદ્વાન છે તેમની બુદ્ધિમતા વિવેકશિલતા નિસ્પૃહતા અને નિર્લોભિતાથી હું પ્રભાવિત થયો છું. એમ જણાય છે કે વર્તમાન કાળમાં આ પ્રાચિન કાળના કોઇ ઋષિ જેવા પુરૂષ જીવીત રહ્યા લાગે છે.

સ્વ. શ્રી ગોપાલ નેપટીયાજી
ઉદ્યોગપતિ મુંબઇ

શ્રી સોમનાથજી જેવા અજબ ભવ્ય અસાધારણ દેવાલયની રચનાના કુશળ શિલ્પજ્ઞ મહોદય શ્રી પ્રભાશંકરજી સોમપુરાજીને "શિલ્પવિશારદ" પદને યોગ્ય છે.

શ્રી જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યજી અભિનવ સચ્ચિદાનંદજી
દ્વારકા શારદાપીઠ

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા શિલ્પવિશારદ ઉત્તર ભારતના શ્રેષ્ટ શિલ્પીઓમાં પ્રામાણિક ગણાય છે તેઓના કુળપરંપરાનો શિલ્પ સ્થાપત્યનો વ્યવસાય છે. ભારતના પ્રત્યેક જુદા જુદા પ્રદેશોમાં તેમની સુપ્રસિદ્ધ અનેક જુદી જુદી શૈલીના પ્રાસાદોના નિર્માણ કરેલા છે સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ ભગવાન સોમનાથજીના પુરોદ્ધારનું કાર્ય સરદાર વલ્લભભાઇ પટેલે તેઓ દ્વારા નિર્માણ કરાવ્યું.

યુનિવર્સીટીઓ તરફથી તેઓને વ્યાખ્યાનો આપવાના નિમંત્રણો મળે છે પ્રાચિન-શાસ્ત્રજ્ઞાન તેમનું અગાધ છે અને ઉંડું છે તે સાથે તેઓનું ક્રીયાત્મકજ્ઞાન પણ અજોડ છે તેના પ્રત્યક્ષ પુરાવા રૂપ તેમના નિર્માણ કરેલા ભવ્ય મહાપ્રાસાદો છે.

પી. એચ. ડી. ના કેટલાક સ્કોલરો કળા વિશેનું તેમની પાસે માર્ગદર્શન મેળવવા આવે છે. તેઓએ પ્રાચિન સંસ્કૃત શિલ્પસ્થાપત્યના ગ્રંથોના અનુવાદ અને તેના સાથે આલેખનો ચીત્ર નકશા સાથે પ્રકાશીત કરેલા છે અને કરી રહ્યા છે. ભારત સરકારે તેમની વિદ્વતાની કદર રૂપે 'પદ્મશ્રી'નો માનદ એવોર્ડ અર્પણ કરેલ છે હમણાં નેશનલ એવોર્ડ પણ અર્પણ કરેલ છે.

હમણા જર્મનીની એક યુનીવર્સીટીના પ્રીન્સીપાલ ડો. તેમની પ્રશંસા કરી જણાવ્યું છે કે આપના અમુલ્ય પ્રકાશન ગ્રંથો જગતના સર્વપ્રદેસમાં આદર પામશે ન્યાશી વર્ષની વયોવૃદ્ધ વયે પણ તેઓ હજુ ગ્રંથોના સંશોધન રાતદિવસ કરી રહ્યા છે વીશેક વર્ષ પહેલા ભારતના સુપ્રસિદ્ધ વિદ્વાનોના ટુંક જીવન પરિચયમાં તેઓને ભારતની 'વિભૂતિ' તરીકે બીરદાવ્યા છે.

શ્રી કૃષ્ણદેવ
પુરાતત્વ વિભાગ



પાટણના અલંકૃત મંદિરનું સુંદર સુખદર્શન
સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા



ભારતી



મહાવાણી



મહાવિદ્યા





સરસ્વતી



આર્યા



બ્રાહ્મી



સુપ્રસિદ્ધ ભગવાન સોમનાથજી મહાપ્રાસાદનું પ્રવેશ દ્વાર

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)



સોમનાથ મંદિરના પ્રવેશ ચતુષ્કિકા

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)

श्री गणेशाय नमः श्री सरस्वत्यै नमः श्रीविश्वकर्मणे नमः

## श्री विश्वकर्माकृते वास्तुशास्त्रे जयपृच्छाधिकार आयादि गणिताज्योतिषाध्याय १

# ॥ जयपृच्छा ॥

क्रमांक अ. १

विश्वकर्मा सुखासिनं जयस्तु पुरिपृच्छति ।
अद्यापि संशयोः स्वामिन् ब्रूहि पृच्छामि तत्त्वतः ॥ १ ॥
आयश्च को ऽययश्चै एतद्व्याख्याहि मे प्रभोः ।

विश्वकर्मोवाच ।

साधु साधु महाप्राज्ञः सर्वशास्त्र विशारद ॥ २ ॥
तवाहं संप्रवक्ष्यामि आयानां तु यथाक्रमम् ।

( जन्मनक्षत्राणि )

उत्पतिश्च यथास्थानं जन्मनक्षत्र जातकम् ॥ ३ ॥
अश्विन्यां श्च ध्वजो जातो धूमश्चाश्लेषा संभवः ।
पितृदेवास्तु संभूतो सिंहश्चैव महाबलः ॥ ४ ॥
श्वानस्तु श्रवणे जातः आर्द्रायां वृषभस्तथा ।
चित्रायां तु खरो जाता धनिष्ठायां गजस्तथा ॥ ५ ॥
शक्रदेवात्तु संभतो ध्वांक्षस्तु परिकीर्त्यते ।
इत्यष्टौ जन्म ऋक्षाणि पूर्वोक्तारुनि यानि च ॥ ६ ॥

( राश्याः )

अथ राशिया प्रवक्ष्यामि संभूता येषु च स्थिताः ।
मेषराशि ध्वजः प्रोक्तो धूमःकर्कटके स्थितम्ः ॥ ७ ॥
सिंहः सिंहेसमुत्पन्ना श्वानोऽपि मकरे स्थितः ।
मिथुनेऽपि वृषो जातो कन्यायां च खरस्तथा ॥ ८ ॥
कुम्भराशि गजः प्रोक्तो ध्वांक्षो वृश्चिक सम्भवः ।

(आधिपत्यम्)

आधिपत्यं प्रवक्ष्यामि देवतायेषु योः स्थिताः ॥ ९ ॥
आधिपत्यं ध्वजो भौमे देवता याश्विनौ स्थितौ ।
धूमे तु देवताः सर्वा आधिपत्यं च वह्निता ॥१०॥
आधिपत्यं रवेः सिंहो देवता पितरः स्मृताः ।
श्वाने तु देवता सर्वाः आधिपत्यं शनैश्वरः ॥११॥
आधिपत्यं वृषभे तु देवता रुद्र भाव्यते ।
आधिपत्यं खरे शुक्रो देवता त्वष्ट उच्यते ॥१२॥
आधिपत्यं गजे सौरिः देवता वास्तु उच्यते ।
ध्वांक्षे तु देवता शुक्रः आधिपत्यं च मऽगलम् ॥१३॥
क्षेत्राधिपत्यमाख्यातं देवतायेषु सस्थिताः ।
एते ब्रह्मन् समाश्रिताः पार्श्वेषु [च] वर्जितम् ॥१४॥
अन्यथा स्थापयेद्यस्तु स्थपतेर शुभं भवेत् ।
प्रतिलोमं न कर्तव्यं दुःख शोक भयावहम् ॥१५॥

(आयस्थानानि)

सवितृ ब्रह्मणेश्चैव कार्तिकेय हुताशनः ।
इन्द्र–वायु–ऋषिणां च ध्वजमाय नियोजयेत् ॥१६॥
हेमकः स्वर्णकाराश्च ये चान्येग्निजीविताः ।
अग्निशालाग्निकुण्डेषु धूमं तत्र प्रदापयेत् ॥१७॥
राजवेश्मासनस्थाने छुरि(का)खड्ग महायुद्धे ।
सिंहद्वारेषु सर्वेषु सिंह तत्र प्रदापयेत् ॥१८॥
पत्रकुडयादिम्लेच्छाणां (दुडुका व्यस्तरीषु च?)।
गोष्ठे च गोकुलेचैव पात्राणां भोजनादिषु ॥१९॥
शिवलिङ्गेषु सर्वेषु वृषभं तत्र प्रदापयत् ।
वेणुविणामृदङ्गानां(मुक्ता?)घण्टिकाझल्लरीषुच॥२०॥
नटवेश्याजन स्थाने खरं तत्र दापयेत् ।
वापी कूप तडागानि प्रासादे च निकेतने ॥२१॥
सर्वेषामेव यन्त्राणां गजमायं नियोजयेत् ।
सन्यस्तयेव कर्म्मेषु संन्यासिन कुटीषु च ॥२२॥

वौद्धाऽर्हता च चैत्येषु ध्वांक्षं तत्र प्रदापयेत् ।

( आयतत्त्व गणितम् )

आयतत्त्वं पृथुत्वेन गुणयेदायकारणात् ॥२३॥
सर्वदा गुणयेत्प्राज्ञः दीर्घंवै विस्तरेण तु ।
अष्टाभिस्तु भवेद्भागं शेषं आयं विनिदिशेत् ॥२४॥
करराशिमष्ट गणितायः शेष सङ्ख्यया भवेत् ।

व्यय गुण दोष

नक्षत्रं वसुभिर्भक्ते यच्छेष तद्व्ययो भवेत् ।
एकैकं स्याय संस्थाने व्ययश्च त्रिविधः स्मृभः ।
पिशाचो राक्षसायेक्षो व्ययं तु त्रिविधा विदुः ॥२६॥
समव्यये पिशायस्तु राक्षसस्तु व्ययोधिकम् ।
श्रिये निम्नतरो यक्षे धनधान्य करः स्मृतः ॥२५॥

( अंशकम् )

मूलराशि व्ययं क्षिप्यं गृहनामाक्षराणि च ।
त्रिभिरेव हरेद्भागं यच्छेषं तु तदांशकम् ॥२७॥
इन्द्रोयमश्च राज्ञाजा च अंशकंत्रित्तयं इमे ।
चतुरं (स्त्रो? शो?)यथा मन्त्रोयथालग्न नवांशकम्॥२८॥
यथागृहादिकं प्रोक्तं अंशकं तु (जयं ? प्रयं)तु मे ।

( ताराः )

गणयेत्स्वामि नक्षत्रद् यदक्षर गृहस्य च ॥२९॥
नवभिश्च हरेद्भागं शेषं तारा विनिर्दिशेत् ।
जन्मतारा द्वितीयास्तु षष्ठीश्चैव चतुर्थकम् ॥३०॥
अष्टमी नवमीवैव पट्टतारा सुखावहा ।
त्रिपञ्चसप्तमीर्भर्त्तुग्रहतारावविवर्जयेत् ॥३१॥
जन्मसंपद्विपद्क्षेम प्रत्यरिसाधको वधः ।
मैत्रं परममैत्रं य नवतारा प्रकीर्त्तिताः ॥३२॥

## पंच तत्त्व

अष्टधा गुणिते पिण्डे स्वरावेग समुद्धरेत् ।
यच्छेपं जीवितं ज्ञेयं मरणं मृत कारितद् ॥३३॥
पृथ्वी आपस्तथा तेजो वायुराकाश मेव च ।
पञ्चभूताद्भवेत्ज्ञानं पञ्चतत्त्वादिको भवेत् ॥३४॥
वायुद्यादि देहस्थं च आकाशे शून्यतो भवेत् ।
धन धान्येषु सर्वेषु (मुनि तेजोऽतिजर्ज्जरम्) ॥३५॥

## (आयदिशास्थाननिर्णयम्)

पूर्वायाः दिक्षुशस्तानि वृप सिंहगजध्वजैः ।
दक्षिजे गजसिंह तु वारुणे गजमादिशेत् ॥३६॥
उत्तरेण गजं प्रोक्तं आयस्थानानि कल्पयेत् ।
वृपस्थाने गजं कृत्वा सिंह कृत्वा वृपे गजे ॥३७॥
वृप नान्यत्र कुर्वितं ध्वजं सर्वत्र दापयेत् ।
उत्तरेण गजं प्रोक्तं आयस्थानानि कल्पयेत् ॥३८॥

## (स्थानः जात्यानुसारआयानि)

वृपः सिंहो गजश्चैव खेट कर्वट गोष्ठयोः ।
ध्वजश्चैव प्रयोक्तव्यौ वापी कूप तडागयोः ॥३९॥
ब्राह्मणस्य विशेषेण सिंहकल्याणकारकम् ।
क्षत्रियस्य गजो ज्ञेयो वृपो वैश्ये नियोजयेत् ॥४०॥
शूद्रे श्चैव ध्वजं विद्यात् शोभनं अर्थमेव च ।

## (शुभाशुभायानि)

ध्वजे चैवार्थलाभं तु धूमे संताप नित्यशः ॥४१॥
सिंहे तु विपुलान्भोगान् श्वाने कलहमेव च ।
वृप च धनधान्यानि खरे च क्षयमादिशेत् ॥४२॥
गजे भद्राणि पश्यन्ति ध्वांक्षे मरणमेव च ।

( राक्षसगणाः )

कृतिका मघा विशाखा आश्लेषा शततारिकाः ॥४३॥
घनिष्ठा चित्रा संयुक्ता ज्येष्ठा मूलं च राक्षसाः।

( मानुषगणाः )

रोहिणी त्रिणि पूर्वाणि उत्तराणि त्रय तथा ॥४४॥
आर्द्राश्च भरणीश्चैव नवैते मानुषा गणाः ।

( देवगणाः )

मृगाश्विनी च रेवत्यो हस्तस्वाति पुनर्वसु ॥४५॥
पुष्यानुराधा श्रवणं एता देवगणाः स्मृताः ।
स्वकुले चोत्तमा प्रीतिः मध्यमा देवमानुषैः ॥४६॥
(शन?) आयव्यय वेश्मः नैवकुर्यात्द्व्याधिकम् ।
नवऋक्ष वियोगानि तद्वियोगांशके भवैः ॥४७॥
षडष्टकेषु मरणं वैरि वियोग (द्वौ ?) चतुर्दशमो ।
चाष्टो भय सप्तमो एकाराश्यो द्वितीयस्य ॥४८॥
आयव्ययश्चयोनित्यं तारा चैवांशके गृहे ।
॥४९॥
कारणानि तु पंचै ते गृहनाम चाष्टमशुभ ।
श्रेष्ठा भवेत्स्वं स 'अध नासो, विनश्यति ॥५०॥
यद्यपि(वेलवामंय)चंद्रप्रवरमुनिगुणै(सुमध्यते) ।
मुनिचि राम य चित त्रिपच सरत स्थिता ॥५१॥
जन्मसंपद्विपपेम? प्रत्ययसाधयनी वनाचैमेवय॥५२॥
तारा अष्टधा गुपिते पिंडेषु रसैर्भात उच्यते ।
शेषं जीवितं ज्ञेयं मर्ण सूत हारिणा ॥५३॥

इति श्री विश्वकर्म्मोक्त जयपृच्छा वास्तु शास्त्रे आयादिगणिताध्याय १ क्रमाक अ० १

## શ્રીવિશ્વકર્માકૃતે આયગણિતાધ્યાય જયપૃચ્છાધિ વાસ્તુશાસ્ત્રે

### ક્રમાંક ૧

સુખાસનથી બીરાજેલા શ્રી વિશ્વકર્માને તેમનો જયેષ્ઠ શિષ્ય જય પ્રશ્નો પૂછે છે કે હે સ્વામિન્! હજી મને સંશય છે. તેથી પુછું છું તો તત્વત મને કહો. આય, વ્યય, આદિની વ્યાખ્યા હે પ્રભો મને કહો.

શ્રી વિશ્વકર્મા કહે છે હે મહાપ્રાજ્ઞ તે સર્વશાસ્ત્રના વિશારદ તને આયાદિ યથાક્રમથી કહું છું ૧-૨

### જન્મ નક્ષત્ર

ધ્વજ આય અશ્વિનીમાં ઉત્પન્ન થયો છે. અર્થાત્ ધ્વજ આયનું જન્મનક્ષત્ર અશ્વિની નક્ષત્ર છે. ધૂમનું જન્મનક્ષત્ર આશ્લેષા છે મહાબળવાન સિંહ આય મઘા નક્ષત્રમાં ઉત્પન્ન થએલો છે. શ્વાન શ્રવણમાં અને વૃષ આય આર્દ્રામાં ઉત્પન્ન થએલા છે. ખર આય ચિત્રામાં ગજ ધનિષ્ઠામાં, ધ્વાંક્ષ જયેષ્ઠામાં ઉત્પન્ન થએલો છે. આમ આઠ આયના આઠ જન્મ નક્ષત્રો છે. ૩-૬

### રાશિ

હવે હું આયોની રાશિ કહું છું ધ્વજની મેષરાશિ, ધૂમની કર્કરાશિ, સિંહની સિંહ રાશિ, શ્વાનની મકરરાશિ, વૃષઆયની મિથુનરાશિ, ખરની કન્યારાશિ, ગજની કુંભરાશિ અને ધ્વાંક્ષની વૃશ્ચિક રાશિ છે. ધ્વજાદિ આય તે તે રાશિઓમાં ઉત્પન્ન થએલી છે. ૭-૮

### અધિપતિ

હવે હું આયોના અધિપતિ ગ્રહ અને દેવતાઓ કહું છું. ધ્વજ આયનો અધિપતિ મંગળ છે અને તેના દેવતા અશ્વિનીકુમાર છે. ધૂમ-આયના દેવતા સર્વદેવ (બધા દેવો) છે. અને તેનો અધિપતિ ગ્રહ સૂર્ય છે. સિંહ આયનો અધિપતિ સૂર્ય છે અને દેવતા પિતૃઓ છે. શ્વાન આયનો અધિપતિ શનૈશ્ચર (શનિ) છે અને દેવતા સર્વ-દેવ છે. વૃષ આયનો અધિપતિ બુધ છે અને દેવતા રુદ્ર છે. ખર આયનો અધિપતિ શુક્ર છે. અને દેવતા ત્વષ્ટા (વિશ્વકર્મા) છે. ગજ આયનો અધિપતિ શનિ છે અને દેવતા વાસ્તુ છે. ધ્વાંક્ષ આયનો અધિપતિ મંગળ છે અને દેવતા શુક્ર છે. જે જે રાશિ આયની છે તે તે રાશિની દિશામાં તેના તે તે આયના દેવતાઓનું સ્થાપન કરવું, કારણ તે તે દિશાઓમાં તે રહેલા હોય છે. દિશાના પડખામાં (ખુણાઓમાં) દેવતાઓ સ્થાપવા નહિ. જે શિલ્પી દિશાના નિયમ વગર દેવતાઓનું સ્થાપન કરે છે. તેનું અશુભ થાય છે માટે બતાવેલી દિશાથી ઉલટી દિશામાં દેવતાઓ સ્થાપવા નહિ. કદાચ સ્થપાય તો તે દુઃખ, શોક તથા ભય ઉત્પન્ન કરનાર બને છે ૯-૧૫

### ઇતિ

**આય સ્થાનાનિ**—સવિતા બ્રહ્મા, કાર્તિકેય, હુતાશન, ઇંદ્ર, વાયુ, ઋષિના સ્થાને ધ્વજાઆય આપવો. (૧૬) સુવર્ણકાર. અગ્નિકર્મથી આજીવિકાવાળા અગ્ની શાલા અને અગ્નિ કુંડે ધૂમ આય દેવો (૧૭) રાજમહેલ સિંહાસનના સ્થાને છુરિકા, ખડ્ગ, મહાયુદ્ધના

શસ્ત્રોને સિંહ દ્વારે સિંહાય દેવો (૧૮) (પત્ર કુંડાદિ) ભીંતો ચણનાર મ્લેચ્છને ત્યાં શ્વાનો પટ આજીવીકાના ત્યાં શ્વાન આય દેવો ગાયના સ્થાને ભોજન પાત્રોએ, શિવલિંગ એ સર્વને વૃષ આય દેવો. વાજીંત્ર, વેણું, વિણા, મૃદંગ, ઘંટડી, ઝાલર, નટ વેશ્યાને સ્થાને ખરાય દેવો. વાવ કુવા તળાવ પ્રાસાદ–રહેવાના સર્વસ્થાનોને ગજાય દેવો સંન્યાસને લગતાં કાર્યોનાં સાધનોમાં તથા સંન્યાસીઓની કુટિરોને બૌદ્ધ, અર્હંત, ચૈત્યને ધ્વાક્ષ આય દેવો. ૧૯–૨૨

ગણિત–ક્ષેત્રની લંબાઇ પહોળાઇને ગુણીને આઠે ભાગવાથી શેષ રહે તે આય જાણવા (ગજના ચોવીશ આંગુલ ગણતાં શેષ સંખ્યા રહે) આય લાવવા ક્ષેત્રની લંબાઈ પહોળાઇ હાથના માપથી માપવી. ૧ થી ૮ ૧ ધ્વજ, ૨ ધૂમ. ૩ સિંહ, ૪ શ્વાન, ૫ વૃષ, ૬ ખર ૭ ગજ ૮ ધ્વાક્ષ એ આઠ આય અનુક્રમે જાણવા.

**વ્યય**–મનુષ્ય રાક્ષસ અને યક્ષ એ ત્રણ વ્યય જાણવા. ઘર અને ઘરધણીના એક જ વ્યય આવેતો પીશાચ. જો વ્યય અધીક હોયતો રાક્ષસ જાણવુ. જો વ્યય કરતા આય ઓછો હોય તો લક્ષ્મી ધનધાન્ય હંમેશા તેઓ રહે નક્ષત્રના અંકને આઠે ભાગતાં જે શેષ રહે તે વ્યય જાણવા તે વ્યયના એકને નામો નિમ્ન કહ્યા છે ઘરમાં રહે છે

વ્યયના નામો ૧ શાંત ૨ પૌર ૩ પ્રદ્યોત ૪ શ્રિયાનંદ ૫ મનોહર ૬ શ્રી વત્સ ૭ વિભવ અને ૮ ચિંતાત્મક એ વ્યયોના નામો જાણવા

ઘરના આઠ આયના અંકથી વ્યયનું એક ઓછો હોય તો શ્રેષ્ટ માનવું જો આય અને વ્યયના એક સરખા હોય **પીશાચ** જાણવું અને આયગ એકથી વ્યયનો અંક અધિક હોયતો **રાક્ષશ** જાણવું માટે આયના અંકેથી વ્યયનો એક ઓછો હોય તેમ ગણીત કરવુ ૨૩–૨૬

**અંશક**–ક્ષેત્રફળના મૂળરાશીના અંકમાં વ્યયનો એક મેળવવો તેમાં ઘરના નામના જેટલા અક્ષરો હોય તેટલા મેળવી જે સરવાળો થાય તેને ત્રણે ભાગતાં જે શેષ રહે તે અંશક જાણવો ૧ શેષ વધેતો ઇદ્રાશક. બે વધે તો યમાંશક. અને ત્રણ વધેતો રાજાંશક જાણવો જેમ મંત્રને ઋષિ, દેવતા, છંદ અને નિનિયોગ એ ચાર અંગ છે તેવી જ રીતે ઘરને (રાજમહેલો–મંદિરો વગેરેને) અંશક અગત્યના છે. અંશકો યથાસ્થાને દેવા. ૨૭–૨૮

**તારા**–ઘરધણીના જન્મ નક્ષત્રથી ઘરના નક્ષત્ર સુધી ગણતા જે અંક આવે તેને નવથી ભાગતાં શેષ રહે તે તારા જાણવી. પહેલી, બીજી, ચોથી, છઠ્ઠી, આઠમી અને નવમી એ છ તારાઓ સુખદાતા છે. ઘરધણીના નક્ષત્રથી ત્રીજી, પાંચમી અને સાતમી એ તારા તજવી. જન્મ, સંપતૂ, વિપત્ ક્ષેત્ર, પ્રત્યરિ, સાધક વધ, મૈત્ર અને પરમ મૈત્ર એમ નવ તારાઓ છે. બીજા ગ્રંથોમાં તેના નામો ૧ શાંન્ત ૨ મનોહર ૩ ક્રુરા ૪ વિજયા ૫

કલહોદ્ભવા. ૬ પદ્મિની ૭ રાક્ષસી ૮ વીરા ૯ આનંદા એ નવ તારાના નામ જાણવા તેમાં ૭ તારા શુભ છે ત્રીજી પાંચમી અને સાતમી (૩ કુરા ૫ કલહોદ્ધા ૭ રાક્ષસી) નેષ્ટ છે તે તજવી જન્મની તારા બીજી ૨ મનોહરા ૬ પદ્મિની ૪ વિજયા ૮ વીરા ૯ આનંદા એ તારા શુભ સુખ દેનારી જાણવી એમ કહ્યું છે.) ૨૯–૩૨

**પંચતત્વ**–ક્ષેત્રફળને આઠે ગુણી સાઠે ભાગતાં જે લબ્ધી આવે તેને દશ ગણી કરવાથી જે ગુણાકાર આવે તે ઘરનુ આયુષ્ય જાણવુ.

ક્ષેત્રફળને આઠ ગણા કરી સાઠે ભાગતાં જે શેષ રહે તેને પાંચે ભાગતા જે શેષ રહે તે ૧ વધેતો પૃથ્વી તત્વો બે વધે તો, જળતત્વ ત્રણ વધેતો અગ્નીતત્વ, ચાર વધેતો વાયુ તત્વ અને પાંચ વધેતો આકાશ તત્વ, એમ વિનાશના પાંચ તત્વો જાણવાં. ગૃહનું આયુષ્ય પૂર્ણ થતાં જે તત્ત્વ આવ્યુ હોય તે તત્ત્વ ઘરના નાશનું કારણ જાણવું. વાયુ તત્વવાળા ઘરમાં રહેનાર પ્રાણીઓને વાયુજન્ય દેહપીડા રહે. આકાશતત્ત્વવાળું ઘર શૂન્ય રહે. (તેમાં કોઇ વસી શકે નહિ.) જલ અને પૃથ્વીના તત્ત્વવાળાણાં ધનધાન્ય ભરપૂર રહે જ્યારે તેજ (અગ્નિ) તત્ત્વવાળું ઘર થોડા વખતમાં ઘણું જીર્ણ થઇ જાય છે. ૩૩–૩૬ ૧ પૃથ્વીતત્વ ધરતીકંપથી ૨ જળતત્વથી જળપ્રલય ૩ અગ્નિતત્વ ૪ વાયુતત્વથી સખત વાવાઝોડાથી ૫ આકાશતત્વ વિજળી પડવાથી એમ પાંચ તત્વોથી ગૃહાદિના અંતકાળના ચિન્હો જાણવા.

**આયદિશાસ્થાન**–પૂર્વમાં વૃષ સિંહ ગજ અને ધ્વજ આય દક્ષિણે ગજ અને સિંહ આય પશ્ચીમે ગજાય ઉત્તરે પણ ગજ આય એમ ચાર શુભ આયના સ્થાનની કલ્પના કહી છે. વૃષ આયના સ્થાને ગજાય દેવો, વૃષને સ્થાને ગજાય દેવા ગજ આય કે સિંહાય દેવો, પરંતુ વૃષ આય (ઉભણીમાં) કયારે ન દેવો ધ્વજાય સર્વસ્થાને દેવો ઉત્તરમાં ગજાય કહ્યો છે. એમ આયના સ્થાનની કલ્પના કહી છે. ૩૬–૩૮

સ્થાનાનુસાર આય–ખેટ (ગામડું) કર્વટ (કુબા) ગોષ્ઠ (નેસડો) વૃષ સિંહને ગજાય દેવો. વાવ કુવા તળાવ–જળાશયોને ધ્વજ આય કહ્યો છે બ્રાહ્મણના ઘરની ઉદય ઉભણીને સિંહ આય કલ્યાણકારી જાણવો. ક્ષત્રીયના ઘરની ઉભણીને ગજાય દેવો વૈશ્યના ઘરની ઉભણીને વૃષાય દેવો અને શુદ્રના ઘરની ઉભણીને ધ્વજાય દેવો. આમ આય આપવાથી શુભાશુભ થાય છે. ૩૯–૪૦

શુભાશુભ આય–ધ્વજ આય લાભ અને લક્ષ્મી આવે છે ધૂમ આય હંમેશ દુઃખ આપે છે સિંહ આય અપાર ભોગ સુખ દે છે, શ્વાન આય કલેશ કરાવે છે. વૃષ આય ધનધાન્યને આપે છે. ખરાય નાશ કારક ગજ આય સુખ વૈભવ આપે છે. અને ધ્વાંક્ષ આય મરણ કરાવે છે. ૪૧–૪૨

## જોવાનું કોષ્ટક

ઘરનું લગ્ન

| ઘરનું લગ્ન | લગ્નગુણ | તિથિ | | વાર |
|---|---|---|---|---|
| ૧ મેષ | ચર૦ | જયા | ૩ | ચંદ્ર |
| ૨ વૃષભ | સ્થિર | નંદા | ૧ | ચંદ્ર |
| ૩ મિથુન | મિશ્ર | રિક્તા | ૪ | બુધ |
| ૪ કર્ક | ચર૦ | ભદ્રા | ૨ | બુધ |
| ૫ સિંહ | સ્થિર | પૂર્ણા | ૫ | શુક્ર |
| ૬ કન્યા | મિશ્ર | જયા | ૩ | શુક્ર |
| ૭ તુલા | ચર૦ | નંદા | ૧ | સૂર્ય |
| ૮ વૃશ્ચિક | સ્થિર | રિક્તા | ૪ | સૂર્ય |
| ૯ ધન | મિશ્ર | ભદ્રા | ૨ | મંગળ |
| ૧૦ મકર | ચર૦ | પૂર્ણા | ૫ | મંગળ |
| ૧૧ કુંભ | સ્થિર | જયા | ૩ | ગુરૂ |
| ૧૨ મીન | મિશ્ર | નંદા | ૧ | ગુરૂ |

ઇતિ શ્રી વિશ્વકર્માકૃતે વૃક્ષાણ‍ર્વ નારદપૃચ્છાયાં આયાદિ ૨૧ અંગાધિકારે પદ્મશ્રી પ્રભાશંકર ઓ. સોમપુરા શિલ્પવિશારદે કરેલ સટીક ભાષાનુવાદનો શતાગ્રેષષ્ટમોધ્યાય ક્રમાંક અ. ૪

## વિમાન માલિની શૈલીનું શીખર (કલીંગ ઓરીસ્સા)



કામ ગર્ભ–અથવા વિમાનમાલિની શલીનું વારાહનું મંદિર
ચૌરાસી ગામ (ઓરિસા)નું સુંદર આકર્ષક અદ્‌ભૂત તદ્દન જુદી શૈલીનું વિવિધ જાતના ઘાટનું સુંદર મંદિર ચૌદ જાતિના પ્રાસાદના કયા નામે ઓળખવું ?

## કલીંગ ઓરીસા શીખર (રેખા દેવળ)




૧ પીસ્તા ૨ પ્રાભાગ ૩ તલજંઘા ૪ બંધ ૫ બરંડા ૬ ગંડી
૭ બેકી (ગળુ) ૮ આમલા ૯ ખપુરી (ચંદ્રસ) ૧૦ કલશ

# કલિંગ ઓરિસ્સા પ્રદેશની પ્રાસાદશૈલી




ખાપરામુંડી

તે પ્રદેશની પ્રાસાદ શૈલીના ત્રણ પ્રકારના શીખરો થાય છે ૧ રેખામુંડી (પાને ૧૫૦) ૨ પીડામુંડી (પને ૧૫૨) અને ત્રીજી ખાખરામુંડી આ સાથે ખાખરામુંડીનો બ્લોક છે. રેખામુંડી મુખ્ય ગણાય છે. પીડામુંડી અને ખાખરામુંડી એ ગૌણ છે.

કલિંગ–ઉડીયા પ્રદેશના ભુવનેશ્વરીના નવમી દશમીથી તેરમી સદીના કાળના પ્રાસાદો ગંગવંશના ધર્મ ભક્તિભાવનાવાળા કુળના રાજાઓએ નિર્માણ કરેલા છે. તે પ્રદેશના શિલ્પી કુળોની સુંદર કૃતિઓ છે. ત્યાં એકાંડી શીખરો રાજરાણી જેવા બહુઆંડીક પ્રાસાદો છે વલભી જાતિના કોઈ કર્ણાટકી થોડા દ્રવિડી જાતિના પ્રાસાદો છે. નાગરજાતિ કુળના પ્રાસાદોના શિખરો ખજુરાહોના જેવા પણ છે. પીઠ મંડોવરના ઘાટો દેવ રૂપો વાળા ભિન્ન ભિન્નતાવાળાં પ્રાસાદો ભુવનેશ્વરના સમુહ મંદિરોમાં જોવા મળે છે દ્રવિડ જાતિ ષડ્વર્ગ કહ્યા છે જ્યારે ઉડીયા પ્રાસાદ ૧ પીઠ ૨ પાભાગ (થરવાળાવાળા) ૩ તલજંઘા ૪ બંધન ૫ અપરજંઘા ૬ બારંડી ૭ ગંડી (શીખર) ૮ મસ્તક (આમલસારા કળશ) એમ આઠ મુખ્ય પ્રકારો છે.

૧ પીઠ–કલિંગ શિલ્પમાં પીઠ કેટલેક સ્થળે ગણેલ નથી જોકે તેના શિલ્પમાં પીઠના પ્રકારો બતાવેલ છે. ક્યાંક કામદપીઠ જેવું હોય છે. કેટલાક મંદિરોને જગતી

વિસ્તાર કરી તેમાં સ્તંભિકાના ઘાટવાળું પીઠ પણ જોવા મળે છે. અહીં પીઠને પીસ્તર છ ભાગનું કહ્યું છે.

૨ **પાભાગ**–પાંચ ભાગનું કહ્યું છે તેમાં નાગરાદિ જેવા કુંભો કળશો કેવાળ કર્ણ, મંચિકા જેવા પાંચ થરો કરે છે. તેને **પંચકર્મ** પણ કહે છે બીજી રીતે તેને **પુંગસકર** પણ કહે છે, કયાંક પાંચના બદલે ત્રણ થરો પણ જોવામાં આવે છે.

૩ **તલચ્છંદ**–પહેલી જંઘા તેમાં દેવ સ્વરૂપો–કુંજખુણામાં વ્યાલના મોટા સ્વરૂપો પણ કરે છે. કેટલાક સાદા પણ હોય છે.

૪ **બંધના**–પહેલી જંઘા પર–ડાકલી–ડમરૂની આંકૃતીની બે થરના બંધના જેવા થરો હોય છે.

૫ **ઉર્ધ્વજંઘા**–તે પર બીજી જંઘામાં પણ દેવ સ્વરૂપો પાંચ ભાગ ઉંચા હોય છે. જળાંતર વારિમાર્ગમાં વ્યાલના જુદા જુદા સ્વરૂપો ઉભા સુંદર થાય છે.

ખજુરાહો (મધ્યપ્રદેશ)ના મંદિરોમાં આવી ત્રણ ત્રણ દેવ રૂપોની જંઘા થાય છે. ક્યાંક બે જંઘા પણ ત્યાં થયેલ છે. નાગરાદિ પ્રાસાદોના નિરંધાર પ્રાસાદોગાં એક જંઘા કહી છે જ્યારે સાંધાર મહાપ્રાસાદોમાં બે જંઘા કહી છે.

૬ **બારંડા**–જંઘાના પર બારંડા કે બરંડાના નાના પાતળા પટ્ટી કણી ગોળા વગેરેના દશેક થરો છ ભાગના થાય છે.

૭ **ગંડી**–શીખર–બારંડા પરથી શીખરનો વર્તુલકાર પ્રારંભ થાય છે. કલીંગના એકાંડીક શિખરોને છજ્જુ હોતુ નથી આપણા નાગરાદિ પચાડીક તથા એકાંડીક શીખરોને પણ છજ્જુ હોતું નથી. એકાંકીક શીખરને ઉડીયામાં ગંડી કહે છે.

તેવા ગંડી શીખરના ઉપરના સ્કંધ બાંધણી રેખા એકદમ અંદર ઢળતી થાય છે. તે **બિસમ** કહે છે.

૮ **મસ્તક**–શીખરના ઉપરના ભાગને મસ્તક કહે છે તેના પેટા વિભાગમાં આમલક અને કળશ. આમલક–આમલસારાના ગળાને બેકી કહે છે. આમલકના ગોળાકાર પર ચંદ્રસ ને ખપુરી કે કપુરી કહે છે તે પર સર્વોપરિ કળશ.

આ રીતે એકાંડી પ્રાસાદોના વિભાગોને રેખામુંડી પ્રાસાદ કહે છે. (પાનુ ૧૫૦) આ સિવાય પીઠ મુંડી અને ખાખરામુંડી નામના બે ગૌણ પ્રાસાદો કહ્યા છે.

૧ **ખાપરામુંડી**–પર અર્ધગોળાકાર ઘંટા પર કળશ થાય છે.

૨ **પીઢામુંડી**–છાજલી છાજલીના થરોથી સંકુચિત ફરી ઉપર ઘંટા કળશ થાય છે. પીઢામુંડીને પીર્ણમુંડી પણ કહે છે તેને ભદ્રપ્રાસાદ પણ કહે છે. તેની છાજલીઓના સમુહને પણ ગંડી કહે છે.

ઉપરોક્ત ત્રણે પ્રકારના પ્રાસાદોને ઉપાંગો હસ્તાંગુલ હોય છે. તેમાં ત્રિરથ, પંચરથ, સપ્તરથ અને નવરથ એમ ત્રણ પાંચ સાત નવ ઉપાંગો (ખાંચા) હોય છે તે પ્રત્યેક ખાંચાના નામો કહ્યા છે.

## કલિંગ ઓરીસા પ્રદેશના શીખરોના પ્રકારો




પીઢાસુંડીદેવળ

૧ કલશ ૨ ઘંટા ૩ ગંડી ૪ બરંડા ૫ અપરજંઘા ૬ તાલજંઘા
૭ પ્રાભગ, પીઢા એટલે છાજલી

## સાંધારશૈલી

પ્રાસાદના બે પ્રકાર નીરંધાર જે ભ્રમ વગરનો સીધા પ્રાસાદને નિરંધાર પ્રાસાદ કહે છે. મૂળ પ્રાસાદને સ્તૂપ ફરતી પ્રદક્ષણા રાખી બાહ્ય અંગોપાંગ સાથે મંડોવર કરી તે બાહ્ય ભાગ પર શીખર થાય છે તે સાંધાર પ્રાસાદ કહેવાય સાંધાર પ્રાસાદ મહાપ્રાસાદ ગણાય–સા–અંધાર–સાંધાર તેવા સોમનાથ, તારંગા, દ્વારકા, ઘુસલીના આવા સાંધાર મહાપ્રાસાદો છે તે વિશેષ કરીને નાગરાદિ પ્રાસાદોનું મહા સ્વરૂપ છે' ગુજરાત–રાજસ્થાન મધ્યપ્રદેશમાં આવા સાંધારપ્રાસાદો છે.

સાંધારપ્રાસાદ તળદર્શન





નીરંધારપ્રાસાદ તળદર્શન



ભૂમિજપ્રાસાદ ઉદયેશ્વર (માળવા)

(સ્થપતિ. પ્રભાશંકર ઓ. સોમપુરા)

## આંધ્ર કર્ણાટક શૈલી



કર્ણાટક શૈલીના બેલુરનો પ્રાસાદ



સિદ્ધેશ્વર મહાદેવ હાવેરી જીલ્લા ધારવાડ કર્ણાટક પ્રદેશની શીખર અને મંડોવર શૈલી

શ્રી મનસુખલાલ લાલજીભાઇના સૌજન્યથી — પારેવા શ્યામ પાષાણનું સુંદર કળામય મંદિર



આંધ્ર કર્ણાટકની પ્રાસાદ શૈલી (કુલપાલજી જૈન હૈદરાબાદ)
શીખર અને મંડોવર

સિધેશ્વર મહાદેવનુ' કર્ણાટક શૈલીનુ' મ'દિર હાવેરીગ્રામ જીલ્લા ધારવાડમાં આવેલુ' છે ત્યાંથી નજીક તુ'ગભદ્રા નદીના કીનારે "હરિહર"નુ' મ'દિર આજ પ્રકારનુ' છે. ગર્ભગૃહ–શલીલાન્તર (નવપદનો) મ'ડપ વચ્ચે ચાર સ્ત'ભોવાળો અને ચોકીયાળા છે ગર્ભગૃહ પર આવા પ્રકારનુ' શીખર છે આગળ શુકનાસમાં નટરાજની સુ'દર મૂર્તિ છે ચોકીયાળાની છત સાધારણ કોલ કાચલાવાળી છે.

કક્ષાસન–થાય છે તોરણ કે બિતાનની (અલ'કત ઘુ'મટ) તે તરફની પદ્ધતી નથી તેમજ દેવાંગનાઓના સ્વરૂપો બેલુરમાં છે ચોકીયાળાના પાટથી છજુ પાંચ ફૂટ બહાર કાઢેલુ' છે. આ પ્રદેશના છજા નાગરાદિશૈલીના જેમ પાટ–બીમના તળાંચા બરાબર સમસૂત્રમાં નથી પર'તુ સરાના તળાંચા બરાબર સૂમસૂત્રે–નીચુ ઉતારેલુ' છે છજુપાટ (બીચ) સવાબે ફૂટ જાડુ હોય છે. પાટ–બીમ સાથે છજુ સાત ફૂટ પહોળુ' ભવ્ય છે.

ગર્ભગૃહને અલ'કૃતપીઠ બેલુરહલીબડ જેવુ' છે. મ'ડોવર ઘાટવાળો થાય છે. સ્તભોના ઘાટ સુ'દર અલ'કૃત ઘાટ છે. પીઠના થરોમાં હસ્તી હ'સ આદિ ચોરસ પટ્ટા છે.

આ મ'દિરો લીલા વર્ણાના પારેવા પત્થરનો સોફ્ટ (નરમ) છે તેથી તેમાં ઘણુ' સુ'દર કામ થયેલુ' છે. બેલુર–હલીબડને સોમનાથપુદમ્ (મૈસુરરાજ્ય)ના મ'દિરો આવા પ્રકારના પાષાણોના થયેલા છે જ્યારે વિજયનગમ્ અને તાલીમનાડ (મદ્રાસપ્રાંત) મ'દિર મોટા હાર્ડગ્રેનાઈટ સ્ટોમના થયેલા છે તેથી સ્ત'ભો વચ્ચેના સ્પેન–ગાળા મોટા છે તેથી ભવ્ય લાગે છે.

દ્રવિડ શૈલીના મ'દિરો ઘણા ભવ્ય વિશાળ હોય તેમાં અનેક દેવોના મ'દિરો ભજન કીર્તનના મ'ડપો જળાશયો ખરીદી બજાર પણ અ'દર હોય છે. મ'દિર ફરતા એક બે ત્રણ કીલ્લા હોય છે તેના ચારે તરફના પ્રવેશદ્વારો પરના ઉત્રલ ગોપુરમ્ મૂળ મ'દિર કરતાં ઘણાં ઉન્નત હોય છે આ ગોપુરમ્ની પ્રથા ઉતર ભારતમાં નથી. મૂળ મ'દિર કરતા પ્રવેશદ્વારો નીચા હોવા જોઈએ.

# દ્રવિડ શૈલી મંડોવર અને શીખર




૧ અધિષ્ટાન ૨ પદ્મ ૩ કુમુદ ૪ સિંહમાલા ૫ પ્રતિ ૬ વેદી ૭ આદિતલ ૮ પાદ ૯ દેવકોષ્ટ ૧૦ પ્રસ્તર ૧૧ ઉત્તર ૧૨ વાજન ૧૩ નાસિકા ૧૪ કપોત ૧૫ મંચ ૧૬ સિંહમાલા ૧૭ કર્ણકૂટ ૧૮ વિતર્દિકા ૧૯ ભદ્રશાલ (કોષ્ઠ) ૨૦ નેત્રકોષ્ટ (હારાન્તર) ૨૧ દ્વિતિયતાલ ૨૨ નાસિકા ૨૩ તિલનાસિકા ૨૪ ચતુરસ્રશિખર ૨૫ વૃષ ૨૬ ગ્રીવા ૨૭ ગ્રીવાકોષ્ઠ ૨૮ મહાનાસી ૨૯ સિંહવક્ત્ર ૩૦ સ્તૂપિકા
















1 ૧ ચતુરસ્રશિખર ૨ શાલા ૩ હાર ૪ કર્ણકૂટ ૫ ગ્રીવા ૬ મહાનાસિ

2 વૃતશિખર ૧ વૃષ ૨ હંસવાજ ૩ મહાનાસિ ૪ પદ્મપ્રભ ૫ સ્તૂપિકા

3 વૃતશિખર–૧ પીઢાન ફલક ૨ ગ્રીવા ૩ મહાનાભિ ૪ પાર્શ્વનાસિ

4 અષ્ટાંશ શિખર અને ગ્રીવ

5 અષ્ટાશ્રશિખર ૧ સિંહમાલા ૨ પીઢાન ફલક ૩ વૃષ ૪ ગ્રીવા ૫ નાસિકા ૬ કપૂરી (પદ્મપત્રી)

ભારતના દક્ષિણ પ્રદેશોમાં દ્રવિડશૈલીના પ્રાસાદોનું વાસ્તુ ગ્રંથોમાં કહ્યું છે તે પ્રાસાદને ષડવર્ગ કહ્યો છે. ૧ અધિષ્ઠાન (પીઠ) ૨ પાદ (સ્તંભયુક્ત મંડોવર) ૩ પ્રસ્તર (વરંડીકા અને છાદ્યનાના) ૪ ગ્રીવા ૫ ચુલિકા (આમલક ચંદ્રીકા કર્ણરી યત્રપત્ર) ૬ છઠ્ઠુ અંગ (કળશ આમ દ્રવિડ પ્રાસાદના એ છ મુખ્ય અંગ તેના સંપૂર્ણ કહ્યા, કર્ણ ભદ્રાદિ ચોરસ અંગો હોય છે.

અલ્પ રૂપમાં પ્રસ્તર કે ભદ્રશાલા પર ૧ ચતુરસા ૨ વૃત ૩ અષ્ટાંશ એમ ત્રણ પ્રકારના શીખરોના સ્વરૂપો કહ્યા છે. દ્રવિડ મંદિરો વિશાળ વિસ્તારમાં થયેલા છે તેના પ્રવેશદ્વારો ગોપુરમ ઉન્નત હોય છે.



દ્રવિડ પ્રદેશના મંદિરોના પ્રવેશદ્વાર પરના ગોપુરમ્ અને શીખર




ભગવાન સોમનાથજીના મંદિરના પૂર્વ પશ્ચિમ છેદ દર્શન

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)




ભગવાન સોમનાથજીના મંદિરનું સંપૂર્ણ પક્ષદર્શનનો પ્લાન પ્રભાસપાટણ

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)

જાવા સુમાત્રા પ્રદેશના પ્રાસાદની શૈલી



ભારતીય પ્રાસાદોની શૈલીના જુદા જુદા તળદર્શન




પ્રાસાદના ઉપાંગોના નામ–કર્ણ રેખા, નંદી કોણી, પ્રતિરથ (અનુગ), ઉપરથ, પ્રતિભદ્ર, સુભદ્ર, શાલા મુખભદ્ર



ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દીથી ઇ. સ. ત્રીજી શતાબ્દી સુધીના કાળના બૌદ્ધ સંપ્રદાયના ચૈત્ય (મંદિર) અને સ્તૂપ

## રથારૂહશૈલી

નાગર છેદથી ઉદ્ભવેલા શકટ–ગાડાની આકૃતિના પૈડાવાળા રથારૂહ છંદના દારૂ-કર્મ કાષ્ટકાર્યરૂપ મંદિર તે ચલીત રથાકારે ઉત્સવમાં ઉડીયામાં ફેરવે છે. રથારૂહ શૈલીના પાષાણુના પણ મંદિરો થાય છે. મહાબલીપુરમ અને કોર્ણાકના મંદિરોના મંડપને રથ રથચક્ર પૈડાઓ બાજુમાં કરેલ છે.

## સિંહાવલોકશૈલી

છાજલી છાજલીઓથી ઉત્પન્ન થયેલ તેના પર ઘંટા કળશની મુકી તેના કોણો સિંહથી શોભાયમાન કરવાનું કહ્યું છે. આ સિવાયના વરાટ જાતિ, નાગર વિમાન પુષ્પક જાતિના પ્રાસાદો સ્વરૂપો અને તેના દેશાનુક્રમ અપરાજિતકારે કહ્યા છે પરંતુ તેના પ્રત્યક્ષ સ્વરૂપનું નિરીક્ષણ કર્યા સિવાય તે અસ્પષ્ટ વિતરણ કરવું નિરર્થક છે તેના અવશેષો મળતા નથી અગર જંગલો પહાડોસાં હોય તેના અભ્યાસની અખત્ય છે તેના સંશોધનની જરૂર છે અને તે કાર્ય ભારત સરકારે ઉપાઠી લેવું જોઈએ.

કલિંગ ઓરિસ્સામાં ભુનેશ્વરમાં અનેક જાતિના વિવિધ પ્રાસાદોના સ્વરૂપો સમુહમાં છે તે અભ્યાસી દૃષ્ટિએ જોવાલાયક છે તેમાં કેટલાકના શીખરો ઉપરથી તુટેલા છે. ગૌરીના મંદિરની શૈલી ત્યાં અદ્ભૂત છે ત્યાં એક સ્થળે કામગર્ભ અથવા વિમાન સાલિત શૈલીનું વરાહનું મંદિર કૌરાશી ગ્રામ (ઉડીયા)માં સુંદર આકર્ષક અદ્ભૂત છે.

આગ્નપૂર્વ એશિયાના જાવા સુપાત્ર અનામ (ચંપા) કંબોડીયા સિયામ આદિ ટાપુ પ્રદેશોમાં ભવ્ય વિશાળ મંદિરો ભારતીય શૈલીના કળામય સુંદર છે. તે સર્વ ભારતીય કુટુંબ શિલ્પ શૈલીના છે.

દ્રવિડ શિલ્પના સંક્ષિપ્ત રૂપના શીખરો ગોળઘુમટ અષ્ટાંશ ઘુમટ કરવાનું ભારતના દ્રવિડ શિલ્પ ગ્રંથોમાં કહ્યું છે. કેટલાક લોકો ગોળઘુમટ મુસ્લીમો બારમી સદીમાં આવ્યા પછી ગોળઘુમટના પ્રથા શરૂ થઈ એ માન્યતા અહીં અસ્થાને છે. પ્રાચિન-કાળથી આવાં સ્વરૂપો ભારતમાં થયા.

ભારતીય પ્રાસાદ શૈલીના સંશોધનમાં પુરાતત્વવિદ્‌વિદ્વાન મધુસુદન ઢાકીયે સહકાર આપ્યા બદલ આભાર.

ઈતિશ્રી ભારતીય પ્રાસાદશૈલીના સ્વરૂપોનું યથાશક્તિ સંશોધન પદ્મશ્રી **પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ** કરવા પ્રયત્ન કરેલ છે.

अथ श्री विश्वकर्मोक्त जयपृच्छाया वास्तुशास्त्रे प्रासाद मंडपाधिकारे

क्रमांक अ० १४

मंडपा स्त्रीगुणा वाथ ज्येष्ठ मध्य कनीयसी।
प्रासाद द्विगुणा कन्य ज्येष्ठ सार्ध मंडपकम् ॥१॥
मध्यद्वययादोन ज्येष्ठ मध्य कन्यस।
एकैकं त्रिविधा चैव ज्येष्ठ मध्य कनीयसम् ॥२॥
त्रिषु ज्येष्टमित्तिख्यातं मध्यमात्रिकनीयसम्।
नवधा पुनरैकैक सप्तविंशति संख्यया ॥३॥ *

पुष्पकादि मंडप

पुष्पके पुष्पभंद्रश्च सुघृतोऽमृतवेदवं।
कौशल्या बुद्धिसंकिर्यो गजभद्रो जयावह ॥४॥
श्रीवान्सो विजयश्चैव वास्तुकीर्ति श्रुतिजय।
यज्ञभद्रो विशालाक्ष सुश्रेष्ट शत्रुमर्दनी ॥५॥
सुजयो नंदनश्चैव विमानो भावभद्रकः।
सुग्रिवो स्तया हर्षण कर्णिकार पदाधिन ॥६॥
सिहोश्चैव सिंहभद्र सुभद्रश्च तथैव च।
इत्यते मंडपायोक्ता संख्याया सप्तविंशति ॥७॥ इति पुष्पकादिमंडप

शुभद्रादिमंडप

सुभद्रस्तु किरिट च दुन्दुभिः प्रांत एव च।
मनोहरश्च शांतश्च, नदाख्याश्च सुदर्शन ॥८॥
रम्यक सुनामश्च सिंहः सूर्यात्मकस्तथा।
निगूढाग्रे स्थिकेख्यात द्वादश मुखमंड्या ॥१०॥

इतिद्वादश प्राग्रिव स्त्रिकमंडप

अथ गुढादि अष्टमंडप

वर्धमानः स्वस्तिकाख्यो गरुडा सुरनदन।
सर्वतोभद्र कैलासेंद्रनीला रत्नसंभव ॥११॥

ફૂટનોટ ક્ષીરાર્ણમાં. મંડપના સાત પ્રમાણે આપેલા છે.

प्रथमे सम सयाद् सार्ध्द्र च पादोनद्वयम
द्विगुणा चाडपि कर्तव्या सयाद् द्वयमेव च ॥ १ ॥
सार्द्धद्वयं तु कर्तव्यं अतउर्ध्वन कायेत्
सप्तधा प्रमाण सूत्रं वास्तुविद्भिरुदाहृतम् ॥ २ ॥

મંડપના વિસ્તારનું પ્રમાણ ક્ષીરાર્ણકારે કહ્યું છે ૧ પ્રાસાદ સમાન ૨ સવાયો ૩ દોઢો ૪ પોણા બે ગણો ૫ બમણો ૬ સવા બે ગણો ૭ પ્રાસાદથી અઢી ગણો મંડપ કરવો તે સાત પ્રમાણ જાણવા તેથી મોટો મંડપ ન કરવો વાસ્તુશાસ્ત્રોના જ્ઞાતાઓએ. તે સાત પ્રમાણ સૂત્ર મંડપના કહ્યા છે.

सयं संपाद पंचाशपर्यंत दश हस्तकम्
दश पंच हस्ते सार्द्ध चतुहस्ते द्वयपाद्ग ॥ ३ ॥
त्रिहस्ते द्विगुणा तद्विशिष्टा चतुष्किका
चतुष्कि वाडपिचांष्टांश शुकस्तंभोनु सारत् ॥ ४ ॥

પચાસ હાથથી દશ હાથ સુધીના પ્રાસાદોનો પ્રાસાદ જેટલો સમ સરખો પ્રસાદને પ્રાસાદ જેટલો સમ સરખો કે સવાયો મંડપ કરવો પાંચથી દશ હાથના પ્રાસાદને દોઢોઃ ચાર હાથના પ્રાસાદને વિશિષ્ટ એવુ ચોકીયાળુ (ચાર સ્તંભોનુ) કરવુ. ચોરસ કે અષ્ટાંશ શીખરના શુકવાસને શુક. બે સ્તંભોનો પાદ મંડપ કરવો.

૧ પુષ્પાદિ મંડપો–અપરાજીતસૂત્ર સમરાગણસૂત્રધાર વિશ્વકર્મપ્રકાશ અને દીપાર્ણવમાં વીગતવાર આપેલા છે.

૨ સુભદ્રાદિ–વર્ધમનાદિ ગુઢમંડપો અને શિવનાદિ મહામંડ મહામંડપોના સવિસ્તાર અરૂપ ક્ષીરાર્ણવ દીપાર્ણવ અને વૃક્ષાણવમાં આપેલો છે
વિશ્વકર્મા કહે છે.

અપરાજિત સૂત્ર ૧૮૯ માં મંડપોના સ્વરૂપો કહ્યા છે, ૨૫ મંડપોને ગેર્વાદિ મંડપ પાંચ ભૂમિનો કહ્યો છે. તે ઉપરાંત બીજા ૨૫ મંડપો કહ્યા છે, સુરાલયમંડપ ૫ યજ્ઞાર્થ મંડપ સભામંડપ ૫ રાજભૂષણાર્થમંડપો ૫ નૃપભોજનાર્થ મંડપ ઉપરાંત નંદાદિ આઠ મંડપો કહેલા છે.

ભોજદેવના સમરાંગણસૂત્રધાર ૧૩૫૦૬૬મા કાષ્ટ મંડપો મંડપોના સ્વરૂપો આપેલા છે ચાર ચાર દ્રવિઠ ગ્રંથમાં પાષાણ અને કાષ્ટના મંઢપો કહ્યા છે તે મંડપો ક્યાં ક્યાં અને ક્યા હેતુથી કરવાનું લંબાણથી કહયું છે. દેવલય આગળ નગર ગ્રામ આગળ,

इत्यष्टौ च समाख्याता वर्धमानादि मंडपाः ।
सथीठ मंडोवरादि प्रासादाकृति मेखला ॥१२॥
एकंवा त्रीणिवा कूर्याद्द्वाराणि कामदायकः ।
चतुष्किका याभ्अतरे रग्रे वा वामदृणिणे ॥१३॥इत्याष्टगुढमंडप

अथ शिवनारादि महामंडप

अतः परं प्रवक्ष्यामि मंडपाना यथाक्रमम् ।
नामस्वरुप मानंय प्रयुक्तं वृक्षराजसु ॥१७॥
शिवनाद हरिनादो ब्रह्मनाद स्तथैव च ।
रविनादो सिंहनाद षष्ठमो मेघनादकः ॥१८॥
सर्व देवेशु कर्तव्या स्व नाम्ना च विशेषतः ।
मध्य स्तंभाष्टके गडदी तोरणानि प्रदक्षणे ॥१९॥
रथ युक्ता प्रासादा वेदियुक्ताश्च मंडपाः ॥२०॥ इति महामंडपा

अथ पुष्पकादि मंडप

पुष्पको चतुषष्टि स्तंभस्तु द्वादश स्तंभकैः ।
पुष्पकाद्यो द्वौ हीनानि मंडपाः सप्तविंशति ॥२०॥
अतो हीना तथा वत्स कर्तव्य च चतुष्किका ।
तेदिकायाम भवेन्मानं मानंवै सूत्र मेवय ॥२१ ।
स्तंम्भ गर्भे भवेन्मानं त्रिविधं मान संम्भवम् ।
भित्ति मंडप कार्यार्या प्रासादास्थानु रुपतः ॥२२॥
प्रासादेयानिनङ्गानि तानित्यांङ्गानि मंडपे ।
कुंम्भिकेशु भवेन्मानो स्तंम्भकोणः नृत्य मंडपे ॥२३॥

---

પુણ્યક્ષેત્રે, તીર્થક્ષેત્રે, જળાશય કીનારે, સમુદ્રતીરે, દેવવિલાસાર્થ શ્રંગારમંડપો, દેવારામમંડપો નૃત્યગીત મંડપો, યાત્રામાર્ગ મંડપો અગ્નિકાર્યાર્થ મંડપો, સુખાવિષાર્થ મંડપ સ્નાન-મંડપ, તપસ્વીમંડપ, રાજભિષેકમંઢપ, ભૂપઆયુધમંડપ, અભ્યાસમંડપ, નૃપભોજનાર્થ મંડપ, ભુપહર્મ્યાગ–મલ્લમંડપ, મેષયુદ્ધમંડપ, નાટકાદિમંડપ, ઉપવનમંડપ–ક્ષૌરાર્થમંડપ યુવરાજ લીલાવલોકનમંડપ આદિ મંડપો કહ્યા છે.

द्वारः मुल सीमायां उभयोर्मूल नासिक ।
अन्यथा दुःखकारकक प्रजाहानीः महद्भायम् ॥२४॥

अथ रुचकादि स्तंम्भ स्वरुप ॥

रुचका भद्रकाश्चैव वर्तमान तृतियकम् ।
अष्टांशा स्वस्तिकाश्चैव स्तंम्भ प्रासादरूपतः ॥२५॥

अथ स्तंभप्रमाण

पंच विधोक्ताः स्तंम्भा च कार्या प्रासाद भूपिता ।
एक हस्तेतु प्रासादे स्तंम्भंतु चतुरंङ्गलम् ।
द्वि हस्ते च तरयार्धा त्रिहस्तेन च नवांङ्गुलम् ।२६॥
चतुहस्तेतु प्रासादे द्वादशांङ्गुल विस्तरम् ।
चतुर्हस्ताद्यनः कृत्वा यावद् द्वाविंश हस्तत ॥२७॥
सार्द्धांगुल भवेद्वृद्धि द्वादशैः चतुर्विंशते ।
द्वादश हस्तन उर्ध्वे यावद् द्वाविंश हस्तकम् ॥२८।
अंगुलैक भवेद्वृद्धि हस्ते हस्ते च दापयेत् ।
अतः उर्ध्वमतः कुर्यात यावत् पंचाशहस्तकम् ॥२९॥
अर्द्धांगुल भवेद्वृधि कर्तव्या शिल्पिभिर्युधैः ।
उच्छ्रयं चतुर्गुणं प्रोक्तं एकहस्तग्य लक्षणाम् ॥३०॥

इतिस्तंभपृथुमान

इति श्री विश्वकर्मोक्त वास्तुसास्त्रे नयपृच्छाया प्रासाद मंडपाधिकारे क्रमांक अ० १४

## ગ્રંથપૂર્તિ પ્રાસાદના મંડપો

શિલ્પ ગ્રંથોમાં સામાન્ય ત્રણ પ્રકારના મંડપો મુખ્ય કહ્યા છે

૧ પ્રાસાદ આગળ પ્રથમ ગુઢ મંડપ. તેને ફરતા મંડોવરના ઘાટવાળી ભીત–દીવાલ હોય છે અને તેનો ત્રણ તરફ દ્વાર હોય છે

૨ ચોક મંડપ–ગુઢમંડપની આગળ છ કે નવપદનો ચોકમંડપ બાહ્ય ફરતા કક્ષાસન કરવમાં આવે છે.

૩ નૃત્યમંડપ–જે પ્રાસાદ આગળ ખુલ્લા સ્તંભોપર ઉભેલો મંડપ કામદપીઠ નીચો કરવાસાં આવે છે.

ઓરિસ્સા કલીંગમાં. એક વિશેષભોગ મંડપ હોય છે

૪ પ્રાગ્રિવાદિ બાર મંડપો ચાર સ્તંભોથી ૧૮ સ્તંભો સુધીના બાર મંડપો કહ્યા છે.

૫ પંચભૂમિ મેવાદિ મંડપો પચ્ચીસ કહ્યા છે તે ચૌદ સ્તંભોથી ૧૧૨ સ્તંભો સુધીના પચ્ચીશ મંડપો કહ્યા છે. જે સાંધાર અને નીરધાર પ્રાસાદોને થાય છે



માઉન્ટ આબુના મંડપના સ્તંભ અને હીંડોલક તોરણ

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)

## અથ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે પ્રાસાદમંડપાધિકાર

### ક્રમાંક અ૦ ૧૪

મંડપ જેષ્ઠ મધ્યને કનીષ્ઠ એમ ત્રણ પ્રકારના જાણવા પ્રાસાદથી બમણો વિસ્તારનો મંડપ કનિષ્ટમાનનો જાણવો. પોણા બે ગણો મંડપ મધ્યમાનનો જાણવો. પ્રાસાદના પ્રમાણથી દોઢા વિસ્તારનો મંડપ જેષ્ઠમાનનો જાણવો તે પ્રત્યેકના માન જેષ્ઠ મધ્યમને કનિષ્ઠ એમ ત્રણ ત્રણ માન જાણવા. એમ નવ ભેદના સત્તાવીશ મંડપો જાણવા.



# સુભદ્રાદિ મંડપો

૧ પુષ્પક ૨ પુષ્યભદ્ર ૩ સુવૃત ૪ અમૃતનંદન ૫ કૌશલ્ય ૬ બુદ્ધિસંકીર્ણ ૭ ગજભદ્ર ૮ જયાવહ ૯ શ્રીવત્સ ૧૦ વિજય ૧૧ વાસ્તુકીર્ણ ૧૨ શ્રુતિ ૧૩ યજ્ઞભદ્ર ૧૪ વિશાખા ૧૫ સુશ્રેષ્ઠ ૧૬ શત્રુમર્દન ૧૭ ભુજયો ૧૮ નંદન ૧૯ વિમાન ૨૦ માનભદ્ર ૨૧ સુગ્રીવ ૨૨ હર્ષણ ૨૩ કર્ણિકાર ૨૪ પદ્માધિક ૨૫ સિંહ ૨૬ સિંહભદ્ર ૨૭ સુભદ્ર

(શ્લોક ૨૦ થી ૨૪ સુધીનો અનુવાદ) એ રીતે સત્તાવીશ મંડપો કહ્યા છે ૨૭મો પુષ્પક મંડપ ચોસઠ સ્તંભોનો છેલ્લોસુભદ્ર મંડપ બાર સ્તંભોને અનુક્રમે જાણવો સુભદ્ર મંડપના




पुष्पकादि मण्डपो.




प्रभाशंकर ओ. स्थपति.

ચોસઠ સ્તંભોથી બબ્બે સ્તંભો હીન કરતા જવા. ત્યારે બાર સ્તંભોથી સુભદ્રક મંડપ સુધીના સત્તાવીશ મંડપો થાય. હે વત્સ ! એથી ઓછા ચાર સ્તંભોની ચતુષ્કિા જાણવી વેદિકાનુ માન તેમા માન સૂત્રથી કરવુ સ્તંભના ગર્ભના ત્રિવિધયાન જાણવું ભીતિમંડપ (ગુઢ મંડપ)ની મર્યાદા પ્રાસાદના અંગો અને મંડોવર તે પ્રમાણે કરવા કુંભીના-સાને સ્તંભોનો નૃત્યમંડપ કરવો. મૂળ નાસિકના બે બાજુ દ્વારની ભૂમિ સીમા આ સિવાય દુઃખકારકને પ્રજાહાની અને મહાભય ઉપજાવનાર જાણવું. ૨૪

पुष्पकादि २७ मण्डपो.













## સુભદ્રાદિ ૧૨ મંડપ ૨

હવે બાર પ્રકારના સ્કિસંડપ કહે છે-૧સુભદ્ર ૨ કિરિટ ૩ દુંદુભિ ૪ પ્રાંત ૫ મનોહર ૬ શાન્ત. ૭ નંદાખ્ય ૮ સુદર્શન ૯ રમ્યક ૧૦ સુનાભ ૧૧ સિંહ અને ૧૨ સૂર્યાત્મક એમ બાર મંડપો ગુઢ મંડપ આગળ ત્રીક મંડપ કક્ષાસનવાળો કરવો તે ચાર સ્તંભોથી મંડપોને આગળ બાજુમાં અટ્ઠાવીશ સ્તંભો સુધીના જાણવા इति प्राग्रिव मंडप



## પ્રાગિવાહી ૧૨ મંડપ

| ક્રમ | નામ | પદ | સ્તંભ |
|---|---|---|---|
| ૧ | સુભદ્ર | ૧ | ૪ |
| ૨ | કિરિટ | ૩ | ૮ |
| ૩ | દુદુંભી | ૪ | ૧૦ |
| ૪ | પ્રાંત | ૬ | ૧૨ |
| ૫ | ગનોહર | ૭ | ૧૪ |
| ૬ | શાંત | ૯ | ૧૬ |
| ૭ | નંદાખ્ય | ૧૦ | ૧૮ |
| ૮ | સુદર્શન | ૧૧ | ૨૦ |
| ૯ | રમ્યક | ૧૨ | ૨૨ |
| ૧૦ | સુનાભ | ૧૪ | ૨૪ |
| ૧૧ | સિંહ | ૧૬ | ૨૬ |
| ૧૨ | સૂર્યાન્યક | ૧૮ | ૨૮ |

# अथाष्ट गुढमंडप





આઠ ગૂઢમંડપનાં નામ કહે છે. ૧ વર્ધમાન (ચોરસ) ૨ સ્વસ્તિક (ભદ્રયુક્ત) ૩ ગરૂડ (પ્રતિરથયુક્ત) ૪ સુરનંદન (પ્રભદ્રવાળો) ૫ સર્વતોભદ્ર (કોણીકાયુક્ત ખુણીઓ કરવી.) ૬ કૈલાસ (અધિક ભદ્રવાળો=મુખ ભદ્રયુક્ત) ૭ ઇંદ્રનીલ (બે પ્રતિ રથવાળો ૮ રત્નસંભવ (ત્રણ પ્રતિ રથવાળો) એમ આઠ ગુઢ મંડપોનાં નામ જાણવા તે ગૂઢ મંડપોને પ્રાસાદના સ્વરૂપ જેવા પીઠ મંડોવર જેવા થરો કરવા. તેવા મંડપોને એક સન્મુખ દ્વાર અગર ત્રણ એમ બાજુના દ્વારો કરવાથી તે કામનાને આપે છે. આગળના દ્વારે એક અને ડાબી જમણી તરફના મંડપના દ્વારોએ આગળ ચોકીચો કરવી. (આના સ્વરૂપો દીપાર્ણવ અને અપરાજિતમાં આપેલાં છે.) ૫૧–૫૨–૫૩

# શિવનાદિ છ મહામંડપો ૪



હવે શિવનાદિ છ મંડપોના નામ અને માન વૃક્ષરાજમાં કહેલા છે ૧ શિવનાદ ૨ હરિનાદ ૩ બ્રહ્મનાદ ૪ રવિનાદ ૫ સિંહનાદ ૬ છઠ્ઠો મેઘનાદ એ સર્વ દેવોને તેના નામ પ્રમાણે મંડપ કરવા– તેના મધ્યમાં અઠાંશના આઠ સ્તંભોને ગડદી=ઠેકી ચડાવીને ફરતા તોરણો કરવા રથ યુક્ત પ્રાસાદને વેદિકાવાળા મંડપો કરવા ॥ ૨૦ इतिमहामंडपा











પ્રભાશંકર ઓ. સ્થપતિ

## पंचभूमियुक्त मेर्वादि २९ मंडप रचना

| ક્રમાંક | મંડપોના નામ | કુલ સ્તંભ | ભૂમિ | પ્રથમ ભૂમિ | દ્વિતીય ભૂમિ | તૃતીય ભૂમિ | ચતુર્થ ભૂમિ | પંચમ ભૂમિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ત્ર્યૈલોક્ય વિજય | ૬૪ | પ્રથમ | ૩૬ | ૨૮ | | | |
| | દ્વિતીય ભૂમિ | | | | | | | |
| ૨ | લક્ષ્મીવિલાસ | ૬૬ | | ૩૬ | ૩૦ | | | |
| ૩ | પદ્મ સંભવ | ૬૮ | | ૩૬ | ૩૨ | | | |
| ૪ | વિમાન | ૭૦ | | ૩૬ | ૩૪ | | | |
| ૫ | તેજવર્ધન | ૭૨ | | ૩૬ | ૩૬ | | | |
| | તૃતીય ભૂમિ | | | | | | | |
| ૬ | પ્રતાપ | ૭૪ | | ૩૬ | ૨૮ | ૧૦ | | |
| ૭ | સુર્યાંગ | ૭૬ | | ૩૬ | ૨૮ | ૧૨ | | |
| ૮ | ભુર્ભુવા | ૭૮ | | ૩૬ | ૨૮ | ૧૪ | | |
| ૯ | પુણ્યાત્મા | ૮૦ | | ૩૬ | ૨૮ | ૧૬ | | |
| ૧૦ | શાન્તિદેહ | ૮૨ | | ૩૬ | ૨૮ | ૧૮ | | |
| ૧૧ | સુરવલ્લભ | ૮૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | | |
| ૧૨ | શતશ્રૃંગ | ૮૬ | | ૩૬ | ૨૮ | ૨૨ | | |
| | ચતુર્થ ભૂમિ | | | | | | | |
| ૧૩ | પૂર્ણાખ્ય | ૮૮ | | ૩૬ | ૨૮ | ૧૪ | ૧૦ | |
| ૧૪ | કીર્તિપતાકે | ૯૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૬ | |
| ૧૫ | મહાપદ્મ | ૯૨ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૮ | |
| ૧૬ | પદ્મરાગ | ૯૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૦ | |
| ૧૭ | ઈંદ્રનીલ | ૯૬ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | |
| ૧૮ | શૃંગયા | ૯૮ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૪ | |
| | પંચમ ભૂમિ | | | | | | | |
| ૧૯ | રત્નકૂટ | ૧૦૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૪ |
| ૨૦ | હેમકૂટ | ૧૦૨ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૬ |
| ૨૧ | ગંધમાદન | ૧૦૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૮ |
| ૨૨ | હિમવાન | ૧૦૬ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૦ |
| ૨૩ | કૈલાસ | ૧૦૮ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૨ |
| ૨૪ | મંદાર | ૧૧૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૬ |






ઉપરોકત પીઠ પર કક્ષાસન



પ્રાસાદની જગતી પર મંડપના પીઠનો પ્રકાર

૨૩

પ્રાસાદના સ્તંભનું માન પ્રમાણ કહે છે. એક ગજના પ્રાસાદને ચાર ઈંચ જાડો સ્તંભ કરવો. બે હાથ પ્રાસાદને સાત આંગુલનો, ત્રણ હાથના પ્રાસાદને નવ આંગુલ જાડો સ્તંભ કરવો. ચાર હાથના પ્રાસાદને બાર આંગળ જાડો સ્તંભ. પાંચ હાથથી બાર હાથ સુધીના દોઢ દોઢ આંગુલની વૃદ્ધી કરવી. બારથી ૩૨ બત્રીશ ગજના પ્રાસાદોને પ્રત્યેક ગજે એકેક આંગુલની વૃદ્ધિ કરવી. બત્રીશથી પચાસ ગજના પ્રસાદને પ્રત્યેક ગજે બુદ્ધિમાન શિલ્પીએ અરધા અરધા આંગુલની વૃદ્ધિ કરવી. બીજુ સ્થૂલ પ્રમાણ સ્તંભની ઉંચાઈના ચતુર્થાંશ જાડાઈનું પ્રમાણ સ્થૂલ માન જાણવું. ૩૦

ઇતિ સ્તંભ માન પ્રમાણ

રૂચકાદિ પંચ સ્તંભના નામ પ્રમાણે અને સ્વરૂપ ૧ ચોરસ સ્તંભને ચતુરસ્ર ૨ ભદ્રવાળા સ્તંભો ભદ્ર ૩ પ્રતિભદ્રયુક્તને વર્ધમાન, ૪ અષ્ટાશ્રસ્તંભને ૫ અષ્ટાશ્રનામ; કક્ષાસનયુક્ત સ્તંભ ૫ સ્વસ્તિકનામ એમ પંચવિધ. સ્તંભના સ્વરૂપને નામ પ્રાસાદના ભૂષણા રૂપ જાણવા ૨૫

ઇતિ શ્રી વિશ્વકર્માએ જયપૃચ્છા વાસ્તુશાસ્ત્રના મંડપાધિકારનો અધ્યાય ચતુર્દશમો પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પ વિશારદે કરેલ ભાષાનુવાદ ક્રમાક ૧૪

પૃથક્ પૃથક્ પ્રાદેશિક શૈલીના રૂપ નકશીના સુંદર સ્તંભો



## જુદી શૈલીના સ્તંભો



ગુફા સ્તંભ — સાદો સ્તંભ — અલંકૃત સ્તંભો — રૂપસ્તંભ — શીરોહીઘટા સ્તંભો

૨૩-૧

રૂપ શીરોહી ઘટા

સાદા ઘાટવાળા અને નકશીવાળા સ્તંભો



ઉત્તર ભારતના સ્થાપત્ય રૂપ નકશીને ઘાટવાળા સ્તંભો



સાદા સ્તંભ

રૂપસ્તંભ



ઘટપલ્લવયુક્ત રૂપ સ્તંભ ઉપર ગડદી (ઠેકી) ભરણુ સરૂ અને હીંડોલક તોરણ



બીજી શતાબ્દીનું સાંચી સ્તૂપનું તોરણ



મોઢેરા સૂર્યમંદિરનો મંડ



પાલીતાણા આગમ મંદિરનું પ્રવેશ દ્વાર

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા શિલ્પવિશારદ)

અષ્ટાંશ સ્તંભના દ્વાર પલ્લવ અને સ્તંભ પરના ગ્રાસમુખ





૨૪-૧ સરાના લાંબા પક્ષમાં ગ્રાસ અને વેલપત્ર

# સરાના પક્ષ અલંકૃત વેલપત્ર



# પાટના ગ્રાસમુખ





કુંભીની દાતરડીઓ



કુંભીની દાતરડીઓ




કક્ષાસન પશ્ચિમ ભારત શૈલી

કૈલાસન શૈલી ગ્વાલિયર કીલ્લા મધ્યપ્રદેશ




વેદિકાના ૬ છંદ
માનની માનવતી પદ્મિની પદ્માવતી સરસા સાગરા
રાજસેનકના ૭ છંદ
૧ મોદક ૨ પ્રવાલ ૩ વર્તુલ ૪ તુંગ ૫ સુવર્તિકા ૬ દ્વી પુષ્પક
૨૫-૨



કક્ષાસન–લીલાસન



કક્ષાસનમાંના વર્તુલો

# સાબરકાંઠા પોલોના મંદિરના કક્ષાસન












પોલો સારણેશ્વર



સાંધાર નિરંધાર પ્રાસાદોના મંડોવરના થરો અને મંડપનો સમન્વય




## તોરણના પાંચ પ્રકાર

तोरणं पंचधाप्रोक्तं रथिकायां च देवता ।
ललितं चेतिकाकारं त्रिरथ वलितोदरम् ॥१॥
श्रीपुंज पंचरथिकं सप्तमा नंदीवर्धन ।
रथिकायां सवेद् ब्रह्मा विष्णुश्वरश्चचंडिका ॥२॥

તોરણના પાંચ પ્રકાર કહ્યા છે: (૧) તેમાં **રથિકામાં દેવરૂપ** કરવા પદકમાં ઉપર ઉદ્‌ગમ દોઢીયો નીચે લુંબી)

(૨) બીજી ઇલિકાકાર (ઇયળ જેવા) તેને બે રથિકા ઉપર નીચે કરવા તે **લલિત**

(૩) ત્રીજી ત્રણ રથિકાને બે ઇલીકા (મદળ)ની આકૃતિના તોરણને **ઇલીકોદર** કહેવું.

(૪) ચોથુ પંચ રથિકાને ચાર ઇલિકા (મદળ)વાળા તોરણને **શ્રીપુંજ** કહેવું.

(૫) પાંચમું સાત રથિકા અને છ ઇલિકા (મદળ) વાળા તોરણને **નંદીવર્ધન** કહેવું.

રથિકામાં ત્રીદેવ (બ્રહ્મ વિષ્ણુ શિવ) ચંડી જીન ગણેશ–ગૌરી કે જે દેવનો પ્રાસાદ હોય તેમાં પર્યાય સ્વરૂપો કરવા.

૧ મદળવાળા તોરણ ૨ બીજુ ચડ ઉતરતા તોરણને હીંડોલક તોરણ કહે છે. ૩ ત્રીજુ ગોળવૃત કમાનને ગવાલુકાની આકૃતિવાળા તોરણ પ્રાચિન કાળ થતા.




સ્તંભનો ઉપરની ગડદી (ઠેકી) બ્રહ્મસરૂ દેવાંગનાઓ અને હીંડોલક તોરણ



જાલી

ઘટપલ્લવયુક્ત સ્તંભ સદલ અને હીંડોલક તોરણ



હીંડોલક તોરણ



ઘટપલ્લવ સ્તંભ

મદલોના જુદા જુદા આકારો



૨૩–૨

## પગથીઆની હાથણી પર વૃષભહસ્તી યુગ્મરૂપ





વ્યાઘ્ર



કેસરીસિંહ



પગથીઆની હાથણી પરના શિંહ હસ્તીરૂપ



અશ્વમેધ યજ્ઞનો અલંકૃત અશ્વ



વૃષભવ્યાઘ્ર યુદ્ધ

ગણેશપુરી (મુંબઈ થાણા જીલ્લા) મંદિરનું દર્શન



## अथ श्री विश्वकर्मोक्त जयपृच्छायां वास्तुशास्त्रे करोटक वितान लक्षणणाध्याय क्रमांक अ १५

### करोटक

विश्वकर्मा उवाच—

सुरसद्य शुकाग्रातं दिव्य मंडपम् भूषितात् ।
शुकाग्रेयत्रिकाग्रे च नृत्यरङ्ग बलाणकम् ॥१॥
वास्तुवेदोद्भवा सर्वे रुपच्छंद क्रमागता ।
देश जाति कुलस्थानं वर्णभेदे स्तथा परम् ॥२॥
मंडपानां समस्तानां मध्ये कुर्याद्वितानकम् ।
आद्योत्पत्ति सर्भ सर्व विताका तु लक्षणाम् ॥३॥
वितानानि विचित्राणि क्षिप्तान्यु क्षिप्तकानिय ।
समतलानि ज्ञेयानि उदितानि त्रिधा क्रमात् ॥४॥
त्रयोदशाधिकशतं सहस्रं च वितानका ।
प्रोक्ताश्च विविधाश्छंदा लुमास्तत्रत्वेनकधा ॥५॥
अष्टास्त्रे षोऽशास्त्रे च वृत कुर्यात्तदूर्ध्वतः ।
उदयं विस्तारार्धेन षटषष्टि विराजिते ॥६॥
कर्णदर्दटिका सप्तभागेन निर्गमोतुच्छता ।
रुपकंटे तु यंचभाग द्वयभागेन निर्गमम् ॥७॥
षोडशांष्टार्के जिनसंख्या विद्याधर निर्गमम् ।
तदूर्ध्वे चित्ररुपादेवांङ्गना नृत्य शोभित्ताम् ॥८॥
गजतालु षडभागं प्रथमा द्वितिया तु षष्ठ ।
पंच भागं भवेत्कोलं चतुर्भाग द्वितियको ॥९॥
मध्ये वितान कर्तव्यं चित्रवर्ण विराजितम् ।
एवं तु कारयेन्नित्यं वितानैक सुमंडिताम् ॥१०॥
पद्मको नामिच्छंदश्च सभामार्ग स्तुतियका ।
मंदारकः इति प्रोक्ता वितानाश्च चतुर्विधा ॥११॥
शुद्ध छंद संघाये भिन्नउद्भिन्न एव च ।
एते षो सान्तिये भेदः कथ्यते तान समासत ॥१२॥
एकत्वे च भवेच्छंद संघाट द्विमिश्रणाम् ।
त्रिमिश्राश्च तथा भिन्ना उद्भिन्नाश्चतुरात्विता ॥१३॥
पद्मनामो सभापद्म सभामंदारक तथा ।
कमलोद्भावमाख्यात मिश्रकाणा चतुष्टयाम् ॥१४॥
......................१५, १६ थी २५ लुप्त

इति श्री विश्वकर्मोक्त जयपृच्छा वास्तुशास्त्रे करोटक वितान लक्षाधिकारे क्रमांक अ १५



ક્ષિપ્ત ઉક્ષિપ્ત સભા મંદારક વિતાન

## અષ્ટાંશ સોળાંશમાં હાથી હંસ ગ્રાસપંક્તિ

### ગજતાલુ-ગવાલુ






કોલ




પદ્મશિલા















૨૯-૧ કણુદર્દરિકા

કોલ

## સભા મંદારક કરોટક છંદદર્શન સેકશન



સભા મંદારક કરોટક તળદર્શન





વિકર્ણ'ની છત સમતલ




સભા નાભિ મંદારક કરોટક



વિતાન–કરોટક–ઘુમટ આબુ માઉન્ટ

(પ્રભાશંકર ઓ. સોમપુરા)



દુર્ગ–કીલ્લાના પ્રવેશ દ્વારનું પક્ષદર્શન (ડભોઇ)



દુર્ગ–કીલ્લાના પ્રવેશ દ્વારનું પક્ષદર્શન (ડભોઇ)

(પ્રભાશંકર ઓ. સોમપુરા)



હીંડોલક તોરણ



મદલ તોરણ

(પ્રભાશંકર ઓ. સોમપુરા)

## અથ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે કરોટક વિતાન લક્ષણાધ્યાયે ક્રમાંક ૧૫

શ્રી વિશ્વકર્મા કહે છે–

દેવગૃહના શુક આગળ મંડપને દિવ્ય એવો વિભૂષિત કરવો શુક–કોલી આગળ ગુઢમંડપ સ્ત્રીકમંડપ અને નૃત્મંડપ તથા બલાણામંડપની છત વાસ્તુવેદરાં કહેલ સર્વ રૂપ છંદથી દેશ જાતિ પ્રાસાદના કુલ સ્થાન વર્ણભેદો જાણીને સર્વ મંડપો ઉપર મધ્યે વિતાન કરવા–૩

તેની આદ્ય ઉત્પતિ ૧ સમતલ (છાતીયા અલંકૃત ઢાંકવા)થી વિતાનના લક્ષણ જાણવા વિતાનના વિચિત્ર આકારોમાં ૧ ક્ષીપ્ત–ઉક્ષિપ્ત ૨ સમતલ અને ઉદ્દીતાની એમ મુખ્ય ત્રણ પ્રકાર ક્રમથી વિતાનના જાણવા ૪ તેના કુલ ભેદો એકહજાર એકસો ને તેર ૧૧૧૩ વિવિધ આકારના છંદો અને લુમો આદિવાળા કહ્યા છે. ૫

મંડપની અઠાસ કરી સોળહાંશ કે તે પર વૃતગોળ થરો કરવા. તેના વિસ્તારથી

| | |
|---|---|
| ૭ કરણ ઉદરિકા | અર્ધ ભાગનો ઉદય વિતાનનો કરવા ૬૬ છાસઠ ભાગ વિસ્તારના ૩૩ |
| ૫ રૂપકાંઠ | ભાગે ઉદયના કરવા તેમાં કર્ણ દર્દરિકાનો થર સાત ભાગનો તેનો |
| ૬ ગજતાનુ | નીકાળો પણ તેટલો સાત ભાગનો રૂપકંઠ પાંચ ભાગનો, તેનો નીકાળો |
| ૬ ગજતલુ | બે ભાગ (૭) તેમાં આઠ સોળ કે ચોવીસ વિદ્યાધરોના સ્વરૂપો |
| ૫ કોસ | નીકળતા કરવાને રૂપ પર ચિત્રરૂપ એવી નૃત્યથી શોભતી દેવાંગનાઓ |
| ૪ કોલ | મુકવી. રૂપકંઠ ઉપર છ ભાગનો પ્રથમ ગજતાલુ (ગવાલુ) નો થર |
| — | કરવો બીજો ગજતાલુનો થર પણ છ ભાગનો કરવો. તે પર પાંચ ભાગનો |
| ૩૩ | કોલનો થર કરવો બીજો કોલનો થર ચાર ભાગનો કરવો એમ |

ઉદયના ૩૩ ભાગ તેના મધ્યમાં પદ્મશિલા ચિત્રકળામય લટકતી કરવી એવી રીતે સુશોભીત વિતાન કરવો. ૧૦

૧ પદ્મક ૨ નાભિચ્છંદ ૩ સભામાર્ગ અને ૪ મંદારક એમ ચાર પ્રકારના વિતાન કહ્યા છે' ૧ શુદ્ર છંદ ૨ સંઘાટ–૩ ભિન્ન ૪ ઉભીન્ન એમ તેના ૧૧૧૩ ભેદ કહ્યા છે.

વાસ્તુશાત્રે એ ચારના ભેદો કહ્યા છે. (૧) શુદ્ર છંદનો એક મિશ્રક (૨) સંઘાટના બે મિશ્રક (૩) ભિન્નના ત્રણ મિત્રક (૪) ઉદ્‌ભીન્નના આ ચાર મીશ્રક કહ્યા છે. (૧૩)

૧ પદ્મનાભ ૨ સભાપદ્મ ૩ સભામંદારક ૪ કમલોદ્ભવ એવી ઉપર બે બેના એ ચાર ચાર મીશ્રક છે. (૧૪)

શ્લોક ૧ થી ૨૫ શ્લોક લુપ્ત.

ઇતિ શ્રી વિશ્વકર્માએ જયપૃચ્છા વાસ્તુશાસ્ત્રના કરોટક વિતાનનો અધ્યાય પંદરમો પદ્મશ્રી સ્થપતિ **પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા** શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ.



વિતાન રૂપકંઠમાં વિદ્યાધરોનારૂપો આગળની કળાના સ્વરૂપો



વિતાનના રૂપકંઠમાં વિદ્યાધરોમાં આગળનીકળાના સ્વરૂપો

સમ ઉત્ક્ષિપ્ત મંદારક



રૂપકંઠમાં વિદ્યાધરો



## અથ શ્રી વિશ્વકર્મોક્ત વાસ્તુશાસ્ત્રે જયપૃચ્છાયાં કરોટક વિતાન લક્ષણ

### અધ્યાય ૧૬

### વિતાન કરોટક

ગુઢ સ્રીક નૃત્ય અને પ્રાગ્રિવાદિ સર્વ પ્રકારના મંડોપોની અંદર ઉપર વિતાન (ઘુમટ) કરવા સર્વ વિતાનના લક્ષણોની ઉત્પત્તિ–ઢાંકણુ–સમ–તલ છાતીયા ઢાંકવાની પ્રથાથી શરૂ થાય છે. વિતાન–(ઘુમટો) વિચિત્ર પ્રકારના અનેક છે તેની આદ્ય ઉત્પત્તિ છાતીયાના ઢાંકણુથી સર્વ વિતાના લક્ષણો જાણવા વિતાન અનેક પ્રકારના ચિત્રવિચિત્ર થાય. તેમાં મુખ્ય ભેદો કહ્યા છે ક્ષિપ્ત ન્યુક્ષિપ્ત (ચડતા અને ઉતરતા થરોવાળ) ૨ સમતલ (સિદ્ધા છાતિયાં સાદકિ નકસી રૂપવાળા) ૩ ઉદિતાની–કોલ ગવાલુ ગજતાલુ એમ એક પર બીજા ઉચા પડતા થરોનો વિતાન ઘુમટ એમ જુદા જુદા પ્રકારના છંદના અગ્યારસોને તેરની સંખ્યાની વિવિધ છતો અનેક પ્રકારની લુમોવાળા કહ્યા છે. ૩

૧ શુદ્ધ સંઘાટ સમતલ છાતિયા ૨ મિશ્ર સંઘાટ ઉચાનીયા થરવાળા ૩ ક્ષિપ્ત લટકતા થરોવાળા ૪ ઉત્ક્ષીપ્ત ઉચા થરોવાળા એમ ચાર પ્રકારના વિતાનના ભેદ જાણવા.

૧ પદ્મક ૨ નાભિચ્છંદ સંઘાટ–ભિન્ન અને ઉદ્‌ભિન્ન એમ ચાર ભેદો પ્રત્યેકના કહ્યા છે એક જાતની આકૃતીવાળો શુદ્ધ બે જાતની આકૃતિવાળી મિશ્રક, ત્રણ જાતની આકૃતિ-વાળા ભિષક અને ચાર જાતની આકૃતિવાળા ઉદ્‌ભિન્ન નામના વિતાન જાણવા–પદ્મનાભ–સભાપદ્મ–સભામંદારક અને કમલોદ્‌ભવ એ ચાર ભિન્ન જાતિના જાણવા ૩૫ ઈતિકરોટક–વિતાન.

ઈતિશ્રી વિશ્વકર્માએ કહેલ જયપૃચ્છા વિતાન કરોટક પદ્મશ્રી સ્થપતિ **પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા** શિલ્પવિશારદે કરેલ સટીક ભાષાન્તર ક્રમાંક અધ્યાય ૧૬



સમતલ વિતાન વેલો કુડચલવાળો

અષ્ટ આયના સ્વરૂપ



સમતલ વિતાન નાભિછંદ



ચાર ધડ બે મુખ છત



પાંચ ધડુ છત

પદ્મનાભ વિતાન





નાભિચ્છંદ ક્ષીપ્ત વિતાન

## સભાપદ્મ સંહારક કરોટક



વીકર્ણની છત સમતલ





કમલોદ્ભવ (પદ્મ મંદિર) ક્ષીપ્ત ઉક્ષીપ્ત વિતાન

## ગ્રંથપૂર્તિ વિતાનના ભેદો

| નીચે | ઉપર | | ક્યા દેવોને વલ્લભ |
|---|---|---|---|
| પદ્મક–નાભિચ્છંદ | | પદ્મનાભ | બ્રહ્મા વિષ્ણુ પાર્વતી |
| સભાચ્છંદ્ર–પદ્મક | | સભાપદ્મ | ગણુનાથ |
| સભામાર્ગ–મંદારક | | સભામંદારક | સૂર્ય વિતરાગ |
| પદ્મક–મંદારક પદ્માકૃતિ લલિત | | કમલોદ્‌ભવ | સૂર્યદેવ |

વાસ્તુશાસ્ત્રમાં વિતાનના ચાર પ્રભેદ કહ્યા છે. ૧ શુદ્ધ ૨ સંઘાટ ૩ ભિન્ન ૪ ઉદ્‌ભિન્ન
૧ શુદ્ધચ્છંદનો ૧ મિશ્રકે ૨ સાંધારના, ૨ ભિક્ષકના, ૩ મિશ્રક અને

### ઉદ્‌ભિન્નના ચાર ભિક્ષક

| | પદ્મક | નાભિચ્છંદ | સભામાર્ગ | મંદારક |
|---|---|---|---|---|
| શુદ્ધ | ૬૪ | ૨૪ | ૧૬ | ૧૦ |
| સંઘાટ | ૩૬ | ૪૦ | ૩૬ | ૧૫ |
| ભિન્ન | ૨૦૦ | ૧૦૦ | ૪૮ | ૪૦ |
| ઉદ્‌ભિન્ન | ૨૦૦ | ૧૩૬ | ૧૦૦ | ૪૮ |
| | ૫૦૦ | ૩૦૦ | ૨૦૦ | ૧૧૩ |

કુલ ૧૧૧૩ ભેદ

### પદ્મ છદોદ્‌ભવના આઠ પ્રકાર

૧ પદ્મક ૨ નિકાય ૩ અષ્ટપત્ર ૪ સુકર્ણુક ૫ છત્ર ૬ નાગવીથી ૭ પુષ્પક ૮ ભ્રમરાલી
એ પ્રથમ આદ્ય ઉત્પતિના સૂત્રપાતથી ચિત્રિત
એ આઠ વિતાન ત્રિપુરાંત્રક શીવને કરવા.

૧ પદ્મક–

૨ નિકાય–લુમાના આગળ પંકતીબદ્ધ પરિધિ પદ્મપત્રિકા કરવી.

૩ અષ્ટપત્ર–ગજતાલુ સ્થાને અર્ધચંદ્ર–કમલાષ્ટક દિશાવિદિશામાં આઠ પત્ર કરવા.

૪ છત્ર–આઠ કોણુના મધ્યે પદ્મનો ભાગ લંબાવવો રંભા પુષ્પોદ્‌ભવની આગળ ૮ શ્રૃંગ.

૫ સુકર્ણિક–વચ્ચે છત્ર આઠ લુમ શ્રંગને અંતે આઠ કર્ણિકા
ગોકર્ણ–ગાયના કાન જેવી આકૃતિના ખુણે અશ્વ મદલ આકૃતિ

૬ નાગવિથિ–આઠ ખુણે બાહ્ય શ્રૃંગે કર્ણિકા શ્રૃંગોના ક્ષોભણે અનેક નાગબંધ કર્ણના સ્થળે નાગભીતિ કોલની બહાર.

૭ પુષ્પક–ચતુષ્કોણુ આઠ કોલ ફૂલ–પુષ્પક

૮ ભ્રમરારક્ષી–આઠની બહાર સોળ પદ્માકૃતિ કરીને બ્રમરાવલી.

## (વિષ્ણુને) નાભિછંદોદ્ભવ વિતાન આઠ

૧ નાભ્ય ૨ નાભ્યોદ્રવ ૩ શ્રીવત્સ ૪ માલાધર ૫ નંદાક્ષ ૬ સૂર્યોદ્ભવ ૭ ગરૂડ ૮ વૈષ્ણવ–વિષ્ણુને

૧ નાભ્ય–ચોરસ ક્ષેત્રના ખુણાથી શોભતા ચાર ભાગ કરવા સોળ ભાગ કરવા ખુણાની રેખાના ત્રણ વિકર્ણના ત્રણ–મધ્યનું ચાર પદનું છત્ર તે મૂળ નાભિ બબ્બે ભાગની અર્ધચંદ્રાકૃતિ ચારે દીશાએ કરવા તે નાભ્ય નામ–વિષ્ણુ ભગવાનને કરવા.

૨ નાભ્યોદ્ભવ–એક ભાગ પરિધના બબ્બે ભાગમાં દિક્ષુકોણ અને વિદિત્ર વચ્ચે તેનાથી અર્ધ.

૩ શ્રીવત્સ–ફરી ભાગ વધારવા ચાર આઠ ભાગ વિકર્ણના સર્વસૂત્ર નાભ્યકર્ણને વ્યવસ્થિત.

૪ માલાધર–વિસ્તારમાં આઠ ભાગ અને લંબાઇમાં બાર ભાગ તેમાં વિતાન દીવ્ય ભૂષણ એમાં માલાધર.

સમતલમાં ખુણાની બધી રેખા–પૂર્વાપર યુક્તિના યોગે વચ્ચે ચાર અંશ કરવા નાભ્યો-દ્ભવાકાર વચ્ચે એકેક પૂર્વાપરત તેવા રૂપ કૃત તથા ઉત્તર દક્ષીણ પડખાના અંગે બે–બે નાભ્ય ઉપર સમસ્ત બાહ્ય મુખના નાભ્યાદિ કરવા–ત્રણ પંક્તિમાં ઉર્ધાક્ષીપ્તાંગ સીતાંન્ત સુલંબિત.

૫ નંદાક્ષ બારમાં ભાગમાં ખુણાના સૂત્ર વિકર્ણસુત્રાનાભ્ય ચોથાના સોળમા ભાગે નાભ્યો-દ્ભવાકાર વચ્ચે સમતલમાં કરવા ચાર ખુણે ચચ્ચાર ચોથાના અર્ધમાં ચારે દિશામાં એક ગર્ભ મધ્યે દિવ્ય ભૂષણ કરવા નવ નાભ્યોદ્ભવના તુંબિકા નયલંબિતા.

૬ સૂર્યોદ્ભવા–પૂર્વભાગાદિ સંખ્યા પૂર્વ માનથી કલ્પી પંચસુત્રના વિકર્ણમાં એકેક તથા પરમુખાન્ય આઠ ઉપર વધે નાભ્યાકૃતિ કર્ણના ચાર.

૭ ગરૂડ–સોળ ભાગના ક્ષેત્રમાં કર્ણેનાભ્ય ચોથા ભાગે કરવું. બહાર મધ્યમાં શ્રીવત્સ બાર કહ્યા છે.

૮ વૈષ્ણવ–વિશ ભાગ કરી મધ્યના ચારમાં શ્રીવત્સ કરવું. બાકીના બહાર પરિઘમાં સોળ નાભ્યા કરવી.

## (બ્રહ્માને) કમલોદ્ભવ આઠ વિતાન

૧ કચલ (કમ્બલ) ૨ કમલોદ્ભવ ૩ શીખાવર્ત ૪ મેઘોદર ૫ મહાપદ્મ ૬ મહાકાન્ત ૭ હંસ ૮ હંસપક્ષ

૧ કંમ્બલ–ચાર ભાગ કરી અષ્ટશ્રૃંગ, ત્રિછત્રક તેમાં અકેક શ્રંગમાં જુદા જુદા ત્રણુ કોલ કોતરવા–પાછલા ભાગપાં ગજતાલુ કરવા બાજુમાં કર્ણાયુ ક્ત કંમ્બલ કરવા તે કંમ્બલ

૨ કમલોદ્ભવ–તેની બહાર ફરી અષ્ટશ્રંગા પંક્તિબદ્ધ કરવા તેમાં ત્રણુ કોલ કોતરવા હરિતનાલ કર્ણિકા કરવી.

૩ શંખાવર્ત–ફરતા કોલ શંખ આવૃત સૂત્ર કરતા શંખાવર્તના ક્રમે શ્રૃંગ ઓછાવતા શંખાવર્ત ક્રમે શ્રૃંગ કરવા.

૪ મેઘોદર–કમલોદ્ભવના ભહાર બે મેઘમાલા તેમાં ગોળ ગજતાલુની આકૃતીના વલણમાં કુલમાં આઠ.

૫ મહાપદ્મ–મેઘોદરને તજીને આઠ શ્રૃંગ કુલમાં સોળ આદિ ત્રિકોણુ કર્ણિકા છંદના અંતરે કરવી.

૬ મહાકાંન્ત–સોળ ત્રિકોણુ કાર પદ્માકાર કરવા તેમાં તેના આગળ આઠ શ્રંગોની લલિત કળા.

૭ હંસ–સોળ પદ્મ કોલમાં ચોવીશ......કરવા તે હંસ નામે વિતાન જાણુવા.

૮ હંસપક્ષ–પદ્મકોણુ લંબિતના વચ્ચે અષ્ટશ્રંગ કુલ કરવા તે હંસપક્ષ

## (સૂર્યને) મંદારકોદ્ભવ આઠ વિતાન

૧ વ્યોમ ૨ વ્યોમાર્ક ૩ કિરણુ વ્યોમાક્ષ ૫ સર્વસુંદર ૬ મેઘછંદ ૭ મહાબિમ્બ ૮ દીપ

૧ વ્યોમ અષ્ટકોલના છંદમાં વિચ્છત્ર કર્ણીકા ક્ષાથે કરવી.

૨ વ્યોમાર્ક–પરિઘમાં બે ભાગ વધારીને ચાર ખુણે વ્યોમાકૃતિ કરવી ચારે અકેક લુમયની અગ્રે વ્યોમાદિ લંબિત.

૩ કિરણુ–છ કોણુના છંદ વિચ્છન્ન કર્ણિકાયુક્ત કરવા છ શ્રંગના રૂપે સપ્ત મંદારક.

૪ વ્યોમાક્ષ–આગળ કહેલ વ્યોમ વિતાનમાં બબ્બે ભાગ વધારવા એમ વ્યોમના સોળ ભાગમાં અકેક અગ્રે......કરવા.

૫ સર્વસુંદર–વ્યોપાર્ક વિતાનની બહાર આઠ મંદારક તેર છ સાત.

૬ મેઘછંદ–નવ મંદાકના બહાર આઠ મંદારક કરવા તે સતર મંદારકને મેઘછત્ર જાણુવા.

૭ મહાબિમ્બ–સાત મંદારકની બહાર ફરી બાર મંદારક કરવાથી તેમ ઓગણીશ મંદારકનો મહાબિમ્બ જાણુવું.

૮ દીપ–નવ મંદારકની બહાર ફરી સોળ મંદારક કરતાં પચ્ચિશ મંદારકને દીપ વિતાન જાણુવા.

## દેવી–પાર્વતી ચંડીકાને આઠ પદ્મનાભો નામના વિતાન

૧ પદ્મનાભ ૨ સુગંભીર ૩ સિંહકર્ણ ૪ પતાકિન ૫ ઘંટાનાદ ૬ મહાનાદ ૭ તિલક ૮ સર્વસુંદર

ગણનાથને આઠ

૧ સભાપદ્મ ૨ કુંજર ૩ મેઘરાજ્ય ૪ મેઘોદ્ભવ ૫ હર્ષ ૬ મેઘોદય (મોદક) ૭ શાન્ત ૮ વિજય

વિતરાગને–૧ સભામંદારક ૨ રમ્ય ૩ હર્ષ ૪ વસંતોદ્ભવ ૫ વસંતતિલક ૬ સૈન્ય ૭ વિચિત્ર ૮ ચુડામણિ

સર્વદેવને–૧ કમલોદ્ભવ ૨ રમ્ય ૩ વિચિત્ર ૪ ચિત્રકર્મક ૫ તારાગણ ૬ વૃદ્ધિરામ ૭ સુચ્છત્ર ૮ વિમાન

એ રીતે સર્વદેવોને એ પ્રકારના વિતાન કરવા

### નવલુંબ્બા

| લુમ્બીનામ | કૃતિ | |
|---|---|---|
| ૧ તુંમ્બીની | ક્ષીપ્ત | પદ્મપત્રયુક્ત |
| ૨ લંમ્બીની | ઉક્ષિપ્ત | એકકોલ |
| ૩ હેલા | સમતલ | દ્વીકોલ |
| ૪ શાન્તા | ગજતાલવૃંત | ત્રિકોલ |
| ૫ મનોહરા | ગજહોષ્ઠમાના | ચતુકોલ |
| ૬ ગાંધારી | વિદ્યાધરયુક્ત | પંચકોલ |
| ૭ હસ્તિજીભ્હા | લંબીની | એકતાલુકા |
| ૮ નાગાંન્ગા | ક્ષીપ્ત ઉક્ષીપ્ત | દ્વીગજતાલુકા |
| ૯ પુષ્પાવતી | મંદારક | ત્રિગજલતાલુકા<br>દંષ્ટ્રા અને વિદ્યાધર |

ઈતિશ્રી વિશ્વકર્માએ કહેલ જયપૃચ્છા વિતાન કરોટક પદ્મશ્રી સ્થપતિ **પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા** શિલ્પવિશારદે કરેલ સટીક ભાષાન્તર ક્રમાંક અધ્યાય ૧૫

अथ श्री विश्वकर्मोक्त जयपृच्छाया वास्तुशास्त्रे वास्तुविद्याया संवरणा लक्षणाधिकारे

क्रमांक अ० १६

संवरणाः तथा कार्या मंडपे भान संयुता ।
एक हस्तादितो कृत्वा यावद्हस्त शतार्धकम ॥१॥
प्रथमा पंच घंटाय च द्वितीया नवघंटिका ।
तावच चतुरोवृधि यावदेकोत्तरंशतम् ॥२॥
पंचविंशतिरित्युक्ता विभक्तिभाग संख्यया ।
विभक्ति रष्ट भागाद्या यावद् वेदोत्तरशत् ॥३॥
त नंतर वृद्धिश्च चतुर्भाग यथोत्तरम् ।
चतुर्घंटोद्भवा वृद्धि संख्या भैदैश्च नामत् ।४॥
मूलघंटा त्रिभागं च द्वि भाग घंटका भवेत् ।
रथिकाः भाग चत्वारि द्वि भाग तिलकं न्यसेत् ॥५॥
उर्ध्व भागं कथितेषा वत्स मूलकूट भाग मेक च ।
तिलकं कूट संयुतं द्वि भागं कारयेद् बुधः ॥६॥
रथिका त्रि भागानि च उद्गमेन समाकुलं ।
भाग भाग भवेत्कूट द्विभागाश्चोरुघंटिका ॥७॥
घंटिका भाग मेकंतु सिंहस्य मलंकृता ।
अनेन क्रमयोगेन चेकोत्तर शतं भवेत् ॥८॥

संवरणा नामानिः

अथ नामानि वक्ष्यामि श्रृणुं वत्स यथा विधि ।
१ पुष्पिका २ नंदिनी चैव ३ दशाक्षा ४ देवसुंदरी ॥९॥
५ कुल तिलका ६ रम्या च ७ उद्भिन्न च ८ नारायणी ।
९ नलिका १० चंम्पाका चैव ११ पद्माख्याय १२ समुद्भवा ॥१०॥
१३ त्रिदशा १५ देवगांधारी १५ रत्नगर्भा १६ चुडामणि ।
१७हेमकूटा १८चित्रकूटा १९हिमाख्या २०गंधमादवी ॥११॥
२१मंदरा २२मेदिनी ख्याता २३कैलासा २४रत्नसंभवा ।
मेरुकूटाद्भवा ख्याताः संख्याया पंचविंशति ।.१२॥
सिद्ध विद्याधरैः यक्षै सिंहगजैश्चतुर्दि ः ।
इदशं कारयेत्प्राज्ञं संवरणा मंडपो परि ॥१३॥

સંવરણા સન્મુખ દર્શન





સંવરણા પ્રાચિન શૈલી તળદર્શન

प्रथम संवरणा

चतुरश्री कृते क्षेत्र अष्टभाग विभाजिते।
भागो द्वो रथिका कार्या चतुर्दिक्षु व्यवस्थिता ॥१४॥
कार्यो घंटीका द्वि भागा तदधः कूट कोणस।
मूल घंटा त्रय ( चतु ) भागा भागैकं कलशं भवेत् ॥१५॥
उदयं च प्रवक्ष्यामि भागश्चत्वार एवं च।
छाद्योद्गमोमस्तर कूटः तदूर्धे घंटिका भवेत् ॥१६॥
गर्भमूलोद्भवे कार्या रथिका द्वयंज विस्तरा।
भागौदये छाद्योद्गमं कूटा वैसर्वकामदा ॥१६॥
तदूर्ध्वे चतुः कर्णे भागोच्छया च घंटिका।
तस्योपरि मूलघंटा चतुष्कोणे चतुष्कूटा ॥१८॥
कूटोर्ध्वे त्रिभागायामे मूलघंटा साधोर्दय।
सिंहवै उद्गमोर्ध्वे तु उरुघंटा भागोपरि ॥१९॥
तदुपरि सिंहस्थान भागैकं च विनिर्गतम्।
सिंह विद्याधर यक्ष सिंह गजैश्चतुर्दिशि ॥२०॥
अष्ट सिंह पंच घंटै कूटैरेवं द्वि रष्टभि।

इतिश्री विश्वकर्मोक्त जयपृच्छा वास्तुशात्रे वास्तुविद्यायाम् संवरणाधिकार क्रमाक अ १६

અથ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે વાસ્તુવિદ્યાયા પ્રાસાદમંડપો સંવરણાધિકારે ક્રમાંક અ૦ ૧૬

મંડપના માન યુક્ત સંવરણા કરવી. એક હાથથી પચાસ હાથ સુધીની સંવરણા કરવી. પ્રથમ પંચ ઘંટાની બીજી નવ ઘંટાની તેમ ચચ્ચાર-ઘંટાની વૃદ્ધિ કરતા ( પચિશ સંવરણા ) એકસો ને એક સુધી કરવી એ રીતે ચાર ભાગના ક્રમથી વૃદ્ધિ કરતા જવું ચાર ચાર ઘંટાની વૃદ્ધિ સંખ્યા ભેદે કરતા જવું મૂળ ઘંટા ત્રણ ભાગની બે ભાગની ઘંટીકા કરવી. રથિકાભદ્ર ચાર ભાગની. તે પર બે ભાગનું તિલક કરવું. હે વત્સ ? ઉપરનું માપ કહું છું. મૂળ કૂટ એક ભાગનું કરવું. તિલક ( ઘંટીકા ) કૂટ સાથે બે ભાગની કરવી. રથિકાભદ્ર ત્રણ ભાગ પર ઉદ્ગમ કરવો. એકેક ભાગનું કૂટ અને તે પર બે ભાગની ઉરુ ઘંટીકા કરવી ઘંટીકા એક ભાગની તે પર સિંહ બેસારી અલંકૃત કરવી એવો ક્રમ એકસો ને એકનો થાય.

હે વત્સ ! સંવરણાના નામો યથાવિધિ સાંભળો. ૧ પુષ્પિકા ૨ નંદિની ૩ દશાક્ષ ૪ દેવસુંદરી ૫ કુલતિલક ૬ રમ્યા ૭ ઉદભિન્ના ૮ નારાયણી ૯ નલિકા ૧૦ ચંપકા ૧૧ પદ્મા ૧૨ સમુદ્ભવા ૧૩ ત્રિદશા ૧૪ દેવગાંધારી ૧૫ રત્નગર્ભા ૧૬ ચૂડામણી ૧૭ હેમરત્ના ૧૮ ચિત્રકૂટા ૧૯ હિમા ૨૦ ગંધમાદની ૨૧ મંદરા ૨૨ મેદિની ૨૩ કૈલાસા ૨૪ રત્નસંભવા




પ્રાચિન શૈલીની શામરણનું તળદર્શન અને સન્મુખદર્શન

૨૫ મેરૂકૂટા એ રીતે સંવરણુંનારેના યથા ક્રમ કહ્યા સિંહ વિદ્યાધર યક્ષ–કેસરીસિંહ એ ચારે દીશાએ જંઘામાં તથા ઉપર કરવા એવી રીતે સંવરણાના આ નામ મંડપ પર ચતુર શિલ્પીએ કરવી.

ચોરસ ક્ષેત્રના આઠ ભાગ કરવા તેમાં મધ્યે રથિકા અર્ધ બે ભાગની રેખા કર્ણ પર બે ભાગની ઘંટિકા કરવી તેમાં નીચે ખુણે કૂટ કરવા મૂળ ઘંટા ત્રણ ભાગની એક ભાગનો કળશ કરવો. હવે શામરણનો ઉદય ઉભણી પહોળાઈથી અરધી કરવી. પ્રત્યેક થર છાજલી–પર કૂટ અને મધ્યે ઉદ્‌ગમ તે પર ઘંટીકા કરવી— ગર્ભે બે ભાગ પહોળી ઉદ્‌ગમ રથિકા પર કરવો–એક ભાગની ઊંચાઇમાં છાજલી ઉદ્‌ગમ અને કૂટ કરવા તે સર્વ કામનાને દેનારા જાણવા તે પર ચારખુણે એક ભાગ ઉદયની ઘંટીકા કરવી. તે સર્વ પર મૂલઘંટા–ચારખુણે કૂટ સાથે તે પર ત્રણ ભાગ પહોળી કરવી અને દોઢ ભાગ ઊંચી કરવી. ભદ્રે ઉરુ ઘંટા પર અને ઉદ્‌ગમ પર સિંહો બેસારવા તે સિંહના સ્થાનનો નીકાળો કરવો સંવરણાં પર સીંહો કેસરી સિંહ હાથી કરવા જંઘામાં વિદ્યાધરો અને યક્ષોના સ્વરૂપો ચારે દીશાએ કરવા. પ્રથમ આઠ ભાગની સંવરણાને આઠ સિંહ અને પાંચ ઘંટા થાય. સોળ કૂટ (મૂલ ઘંટાનીચે ૪ મળી ૨૦ કૂટ થાય) ઇતિ પ્રથમ સંવરણા.

ઇતિ શ્રીવિશ્વકર્માએ જયપૃચ્છા વાસ્તુશાસ્ત્રના વાસ્તુવિદ્યાના સંવરણાલક્ષણાધિકારનો અ.૧૭ પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ.

---

ફૂટનોટ : અહીં પચીશ નામો સંવરણના આપેલા તે જ્ઞાન રત્નકોશના જુદા બત્રીશમી રાજવર્ધામી નામે સંવરરણાને ૧૨૯ ઘંટા કહી છે રત્નકોશમાં એક કે બે હાથની દેરીને પાંચ ઘંટીકાની શામરણ કરવી. ત્રણ હાથના ને નવ ઘંટિકાની એમ ૧૭ થી ૩૦ હાથના ને ૪૧ ઘંટિકાની સંવરણા કરવી તેમ કહ્યું.

દીપાર્ણવ ગ્રંથમાં–પચ્ચીશ શામરણના નામો આપેલા છે તેની તલવિભક્તી આઠથી ૧૦૫ ભાગ પચ્ચીશમી શામરણને કહ્યા છે ઘંટીકા ચારથી એકસો એક ઘંટીકા કહી છે. કૂટની સંખ્યા એકેક ઘંટીકાને ચચ્ચાર કૂટ કરવા એટલે પચીશમી શામરણને ચારસો ને ચાર કૂટ થાય. તેમાં જેટલી વિભક્તિ તેટલા સિંહની સંખ્યા કહી છે પચ્ચીશમી શામરણને ૧૦૪ સિંહો ભદ્રે મુકવા અહીં મંડપ પર સંવરણ કરવાનું કહ્યું છે પરંતુ કોઈ સ્થળે મૂળ ગર્ભગૃહ પર સંવરણા કરે છે. ગર્ભગૃહ પર શીખર હોય ત્યારે મંડપ પર સંવરણા શોભે છે.

ઘંટા શબ્દનો અર્થ–સંવરણામાં ઘંટા કહી છે તેજ પ્રકારની હોય પરંતુ શીખર પર તો આમલસારો જ મુકાય. જો ગર્ભગૃહ પર સંવરણા કરવામાં આવે તો ઘંટાને સ્થાને આમલસારો જ ચડાવવો પડે કારણ કે ધ્વજા દંડ આમલસારામાં બરાબર બંધ બેસે.

બસોએક વર્ષથી સંવરણા ચડાવવામાં પરિવર્તન આવેલ છે. જુની પ્રથામાં પ્રત્યેક થરે છાજલી ઉદ્‌ગમને કૂટ ઘંટા ચડાવવાની રીત છે. જ્યારે વર્તમાનમાં સીધા ઘંટા પર ઘંટા ચડાવવાની સહેલી પ્રથા થઈ ગઈ છે. જો કે તે શાસ્ત્રીય ન કહેવાય કેટલા જુના કામોમાં

સામરણ સન્મુખદર્શન



અઢારમી જતાબ્દી પછીની સાદીશામરણ તળદર્શન



મંડપ અંદરથી કોલગવાલુકાથી શોભતો વિતાન કરેલ હોય છે તેની ઉપર શામરણના બદલે ચુનાથી ગોળ ઘુમટ જેવુ અંનીયસીન કરી ઉપર આમલસારો મુકી શીખરનો શુકનાશ મેળવે છે.

સંવરણાના પ્રત્યેક થર—છાદ્યકી—કૂટ અને ઘંટા ચડાવવા—મધ્ય ભદ્રની પંક્તીને ઉરુ ઘંટા કહે છે અને સર્વોપરિને મૂલ ઘંટા કહે છે તે પર કળશ સ્થાપન થાય.

## સંવરણા (જ્ઞાનરત્નકોશ)

૧ વામન–સંવરણાની પહોળાઈથી અર્ધ ઉદય હોય તે વામન નામ

૨ અનંત–સંવરણાની પહોળાઈના અર્ધના નવ ભાગ કરી તેમાં બે ભાગ અધિક કરી ઉદય કરવો તે અનંત

૩ વારાહી–સંવરણાની પહોળાઈના અર્ધ ભાગ નીચે ઉંચાઈ કરી તેનો ત્રીજો ભાગ અધિક કરવાથી જે ઉદયમાન તે વારાહી.

ઇતિ ત્રિવિધોદય સંવરણામાન

### બત્રીશ સંવરણાનામ અને ઘંટા સંખ્યા

| ક્રમ | નામ | ઘંટા | ક્રમ | નામ | ઘંટા | ક્રમ | નામ | ઘંટા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પદ્મિની | ૫ | ૧૨ | ગજવહ્નિની | ૪૯ | ૨૩ | ચિત્રકૂટા | ૯૩ |
| ૨ | મંદ્વિની | ૯ | ૧૩ | સંચલિકા | ૫૩ | ૨૪ | માહેંદી | ૯૭ |
| ૩ | કમલા | ૧૩ | ૧૪ | શ્રીધરી | ૫૭ | ૨૫ | ગૌરી | ૧૦૧ |
| ૪ | હંસિની | ૧૭ | ૧૫ | ગંધમાલા | ૬૧ | ૨૬ | ઘંટાન્યા | ૧૦૫ |
| ૫ | સુનંદા | ૨૧ | ૧૬ | માલિકા | ૬૫ | ૨૭ | પંચમુખી | ૧૦૯ |
| ૬ | નલિની | ૨૫ | ૧૭ | વંગારી | ૬૯ | ૨૮ | કીતિસંજીવી | ૧૧૩ |
| ૭ | નંદા | ૨૯ | ૧૮ | ત્રિકૂટ | ૭૩ | ૨૯ | મૃણાલી | ૧૧૭ |
| ૮ | યશોવની | ૩૩ | ૧૯ | જલદા | ૭૭ | ૩૦ | મૃગસુંદરી | ૧૨૧ |
| ૯ | વિશાલાક્ષી | ૩૭ | ૨૦ | પુષ્પક્ષર | ૮૧ | ૩૧ | વૈજયંતી | ૧૨૫ |
| ૧૦ | કીર્તિસંવર્ણા | ૪૧ | ૨૧ | તારાવતી | ૮૫ | ૩૨ | રાજવર્દ્ધની | ૧૩૧ |
| ૧૧ | દેવશ્રયા | ૪૫ | ૨૨ | પૂર્ણોદ્ધર | ૮૯ | | | |

ઇતિ જ્ઞાનરત્નકોશે દ્વાંત્રિંશ સંવરણા નામ ઘંટા સંખ્યા આપી છે. અપરાજિત દીપાર્ણવ શિલ્પ ગ્રંથોનાં અહીં દર્શાવ્યા પ્રમાણે પચ્ચીશ શામરણના ૨૫ નામો જુદા કહ્યા છે.

ગજ અને મંડપ ઘંટા પ્રમાણ

૧ ગજ ને ૨ ના મંડપને–પાંચ ઘંટાની સંવરણા કરવી.
૩ ગજ મંડપને–નવ ઘંટાની
૪ ગજના મંડપને–તેર ઘંટાની
૫ ગજના મંડપને–સત્તર ઘંટાની
૬ ગજના મંડપને–એકવીસ ઘંટાની
૭ ગજના મંડપને–પચ્ચીશ ઘંટાની
૮ ગજના મંડપને ઓગણત્રીશ ઘંટાની
૯ થી ૧૦ ગજના મંડપને–તેત્રીશ ઘંટાની
૧૧ થી ૧૬ ગજના મંડપને સાડત્રીશ ઘંટાની

## ફાસનાકાર શૈલી




૧ છજાપરનો પ્રહાર ૨ ખુણાપરની શીખરી જેવી કર્ણ ફાસના, ૩ છાજલીઓના થરોને ભૂમિજ, છાજલીના થરોને ઓરીસ્સામાં (પીડા) શીલ્પીઓ કહે છે. ૪ મધ્યમાં ઉદ્દગમ (હોઢીયો) ને ચંદ્રશાલીકા, ૫ ઉદ્દગમ હોઢીયાના ઉપર સિંહ બેસારવાના સ્થાનને સિંહ કર્ણ કહે છે ૬ ઉપર ઘંટા સર્વોપરિ ૭ કળશ.

૧૭ થી ૨૪ ગજના મંડપને–એકતાલીશ ઘંટાની

૨૫ થી ૩૦ ગજમંડપને–ચૌતેર ઘંટા

૩૧ થી ૩૬ ગજના મંડપને–એકસો એક ઘંટાની

૩૭ થી ૫૦ ગજના મંડપને–એકસો ઓગણત્રીશ ઘંટાની સંવરણ કરવી તેમ જ્ઞાનકોશમાં કહ્યું છે.



જંઘા ઉદ્દ્ગમયુક્ત ફાંસનાકાર શૈલી

અપરાજિત સૂત્ર અને દીપાર્ણવ શિલ્પગ્રંથોમાં પચ્ચીશ સંવરણાના નામ વિભક્તિ ઘંટાદિ ક્રમેથી નીસ્ન કહ્યા છે.

| ક્રમ | નામ | વિભક્તિ | ઘંટા |
|---|---|---|---|
| ૧ | પુષ્પિકા | ૮ | ૫ |
| ૨ | નંદીની | ૧૨ | ૯ |
| ૩ | દશાક્ષા | ૧૬ | ૧૩ |
| ૪ | દેવ સુંદરી | ૨૦ | ૧૭ |
| ૫ | કુલતિલક | ૨૪ | ૨૧ |
| ૬ | રમ્યા | ૨૮ | ૨૫ |
| ૭ | ઉદ્‌ભિન્ના | ૩૨ | ૨૯ |
| ૮ | નારાયણી | ૩૬ | ૩૩ |
| ૯ | નલિકા | ૪૦ | ૩૭ |
| ૧૦ | ચંપકા | ૪૪ | ૪૧ |
| ૧૧ | પદ્મા | ૪૮ | ૪૫ |
| ૧૨ | સમુદ્‌ભવા | ૫૨ | ૪૯ |
| ૧૩ | ત્રિદશા | ૫૬ | ૫૩ |
| ૧૪ | દેવ ગાંધારી | ૬૦ | ૫૭ |
| ૧૫ | રત્નગર્ભા | ૬૪ | ૬૧ |
| ૧૬ | ચુડામણી | ૬૮ | ૬૫ |
| ૧૭ | હેમરત્ના | ૭૨ | ૬૯ |
| ૧૮ | ચિત્રકૂટા | ૭૬ | ૭૩ |
| ૧૯ | હિમા | ૮૦ | ૭૭ |
| ૨૦ | ગંધમાદવી | ૮૪ | ૮૧ |
| ૨૧ | મંદરા | ૮૮ | ૮૫ |
| ૨૨ | મંદિની | ૯૨ | ૮૯ |
| ૨૩ | કૈલાસા | ૯૬ | ૯૩ |
| ૨૪ | રત્નસભવા | ૧૦૧ | ૯૭ |
| ૨૫ | મેરૂકૂટ | ૧૦૪ | ૧૦૧ |




पुष्पिकानाम संवर्णा (१) घण्टिका ५ कूट १६. सिंह ८

प्रभाशंकर० ओ० स्थपति.

આચિન શૈલીની સંવરણ સન્મુખ દર્શન

अथ श्रीविश्वकर्माकृताया जयपृच्छायां वास्तुशास्त्रे वास्तुविद्यायां देवता दृष्टिपद स्थापन लक्षणाधिकारे क्रमांक अ. १७

विश्वकर्मा उवाच

गर्भार्द्धे अष्टा भक्ते भागं चैक परित्यजत ।
सप्तमे ब्रह्मणे चैव केशवं सूर्य मेव च ॥१॥
षष्टे तु उमादेवी रुद्र श्चैव विनायकम् ।
पञ्चमे मातराः रुद्र लोकपाला मरुदगणान् ॥२॥
चतुर्थे ( नारा ? सुराधि ? ) योगिनं तृतीयमक्षयपदम् ।
द्वितीया राक्षस पदंप्रथमे पैशाचिक पदम् ॥३॥

---

गर्भार्द्धे पञ्च भागेन प्रथम शिव स्थाप्य ।
द्वितीये ब्रह्म संस्थाने कुमारी ऽर्हत ( म्रवेति ? ) ॥४॥
तृतीये विष्णुरादित्य कुमारो ब्रह्म शङ्करम् ।
चतुर्थे मातरः स्थानं चतुर्थे भाग योगिनीः ॥५॥
पंचमे यक्ष भूताद्या एते पद स्थापन ।

इति देवता पद स्थापन

अथ प्रसाद देवता दृष्टिपद

द्वांत्रिंश द्वारमुत्सेधं मूर्ध्नके त्रीणि वर्जयेत ।
अधोऽष्टमे शिवः प्रोक्तो दर्शेकादश हीनकम् ॥६॥
द्वादशे तु लक्षुन्मेध भवेत्स्थाप्य जलशायिनम् ।
चतुर्दशे मातृदेवीं षोडशे यक्षमेव च ॥७॥
अष्टादशेतु कर्तव्या वुभौ रुद्रो च श्रीहरिः ।
ब्रह्म युग्मं च कर्तव्यं अत उर्ध्वं तथा शृणु ॥८॥
एकाधिके वुधश्चैव लेखचित्राणि कारयेत् ।
विंशतिमे दुर्गा देवीं अगस्ति नारद स्तथा ॥९॥
एक विंशतमे चैव लक्ष्या च जिन मेव च ।
चतुर्विंशे समुन्सेधं सरस्वती गणाधिकम् ॥१०॥
षऽधिक विंशोत्सेध मानव चद्र मेव च ।
ब्रह्मा विष्णु स्तथा रुद्र सूर्यस्तु सप्तविंशती ॥११॥
भैरव चंडिका चैव एकोन त्रिंशदंशके ।
तदर्ध्वे भैरव कार्य नान्येषां तु कदाचन ॥१२॥

---

द्वारोछ्याष्टधा भक्ते ऊर्ध्व भाग परित्यजेत् ।
सप्तम ष्टमे सप्तमे भागे दृष्टिस्तु शोभना ॥१३॥

इति श्रीविश्वकर्माकृते जयपृच्छाया वास्तुशास्त्रे वास्तुविद्याया देवता दृष्टिपद स्थापन अ० १७

અથ શ્રીવિશ્વકર્માકૃત જયપૃચ્છા વાસ્તુશાસ્ત્ર વાસ્તુવિદ્યામાં દેવતાદૃષ્ટિપદ સ્થાપન લક્ષણાધિકારનો ક્રમાંક અ. ૧૭

પ્રાસાદના ગર્ભગૃહના અર્ધ ભાગમાં (પાછલા ભાગમાં) આઠ ભાગ કરી (મધ્ય શિવ લિંગ) એક ભાગ તજીને સાતમા ભાગે બ્રહ્મા–કેશવ અને સૂર્યની પ્રતિમા સ્થાપન કરવી. છઠ્ઠા ભાગે ઉમાદેવી. રૂદ્રનીમૂર્તિ અને ગણેશ સ્થાપન કરવા પાંચમા ભાગે માતૃકાઓ રૂદ્રમૂર્તિ લોકપાલ મરૂદ્ગણ સ્થાપન કરવા. ચોથા ભાગે...... યોગીની ત્રીજા ભાગમાં અક્ષયપદ ( ) બીજા ભાગમાં રાક્ષસ–અને પહેલા ભાગમાં પીશાચનીમૂર્તિ બેસારવી

૨ બીજા પ્રકારે ગર્ભાર્ધના પાછલા ભાગમાં પાંચ ભાગ કરવા મધ્યે શિવ બીજામાં બ્રહ્મનું સ્થાન–સરસ્વતી અર્હન્ ત્રિજામાં વિષ્ણુ અને સૂર્ય કાર્તિક સ્વામી–બ્રહ્મયુગ્મ અને શીવયુગ્મ ચોથા ભાગે માતૃકાનું સ્થાન અને યોગીની–(પાંચમામાં યક્ષભૂતાદ્યા) (૫)

ઇતિ દેવતા દૃષ્ટિપદ સ્થાપન

૩ **દેવતા દૃષ્ટિપદ**—પ્રાસાદના ગર્ભગૃહના દ્વારની ઊંચાઈના બત્રીશ ભાગ કરવા તેમાં ઉપરના ત્રણ ભાગ છોડી દેવા. નીચેથી આઠમા ભાગે શિવલિંગ દશમા અને અગ્યારમે કોઈની દૃષ્ટિ ન રાખવી, બારમા ભાગે જળશાયિન શેષશાયિની દૃષ્ટિ રાખવી ચૌદમા ભાગે માતૃદેવી. સોળમા ભાગે યક્ષની અઢારમા ભાગે ઉમારૂદ્રની લક્ષ્મીનારાયણની અને બ્રહ્મા સાવિત્રીની દૃષ્ટિ રાખવી હવે તે ઉપરની દૃષ્ટિનું સાંભળો ઓગણીશમા ભાગે બુધ અને લેપ અને ચિત્રોની–વીશમા ભાગે દુર્ગાદેવી અગસ્ત અને નારદાદિ ઋષિની દૃષ્ટિ રાખવી એકવીશમા ભાગે લક્ષ્મી અને જીનતિર્થંકરની દૃષ્ટિ રાખવી ચોવીશમા ભાગે સરસ્વતી અને ગણેશ સૂર્ય બ્રહ્મા વિષ્ણુને શિવની મૂર્તિની દૃષ્ટિ રાખવી ઓગણત્રીશમા ભાગે ભૈરવ અને ચંડીકાની દૃષ્ટિ રાખવી તે ઉપર (ઉગ્ર ભૈરવ સીવાયની) કોઈની દૃષ્ટિ ન રાખવી. ૧૨

દૃષ્ટિનું સામાન્ય માન કહે છે. ગર્ભગૃહના દ્વારની ઊંચાઈના; આઠ ભાગ કરી ઉપરનો એક ભાગ તજી દેવો. તેના સાતમા ભાગની ફરી આઠ ભાગ કરી સાતમા ભાગે દેવની દૃષ્ટિ શોભે છે ૧૩

ઇતિ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છા વાસ્તુશાસ્ત્રે વાસ્તુવિદ્યા દેવોના પદ સ્થાપન અને દૃષ્ટિ સૂત્રનો પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષાંતર ક્રમાંક અ ૧૭

---

ફૂટનોટ : પ્રાસાદના ગર્ભગૃહમાં દેવનાપદ સ્થાપનના પાંચ અને આઠ ભાગે દેવતા સ્થાપન કહ્યા છે દીપાર્ણવ, ક્ષીરાર્ણવ, અપરાજીત અને જ્ઞાન રત્નકોશ ગ્રંથમાં ગર્ભગૃહાર્ધના ૨૮ ભાગ કહ્યા છે સમરાંગણમાં દશ ભાગ વાસ્તુરાજ્યમાં દશ ભાગ કહ્યા છે સમરાગણ સૂત્રધારમાં ગર્ભગૃહના ૪૯ ભાગ કહ્યા છે.

ફૂટ નોટ–ક્ષીરાર્ણવ અને દીપાર્ણવમાં દ્વારોદયના બત્રીસ વિભાગ કહ્યા છે સમરાંગણ સૂત્રધાર અને અપરાજિત સૂત્રમાં દ્વારોદયના ચોસઠ વિભાગ કહ્યા છે વાસ્તુસારમાં દશ વિભાગ અને પ્રાસાદમંડપમાં દ્વારોદયના આઠ વિભાગે દૃષ્ટિમાન કહ્યું છે.

દ્વારોદયના ૩૨ ભાગ કરી દેવદષ્ટિ જયપૃચ્છામતે જ્ઞાનપ્રકાશ
દીપાર્ણવ વાસ્તુવિદ્યા ક્ષીરાર્ણવમતે દષ્ટિપદસ્થાપન



સિંહાસન

| | |
|---|---|
| ૧૬ યક્ષરાજ | ૧૭ ૦ |
| ૧૫ ૦ | ૧૮ ઉમામહેશ બ્રહ્મયુગ-સાવિત્રી લક્ષ્મીનારાયણ |
| ૧૪ માતૃદેવી | ૧૯ લક્ષ્મી બુધ લેપકર્મ ચિત્ર |
| ૧૩ ૦ | ૨૦ દુર્ગા અગસ્ત નારદ |
| ૧૨ જળશાયી | ૨૧ લક્ષ્મી જીન |
| ૧૧ ૦ | ૨૨ ૦ |
| ૧૦ ૦ | ૨૩ ૦ |
| ૯ | ૨૪ સરસ્તી ગણેશ |
| ૮ | ૨૫ ૦ |
| ૭ | ૨૬ માનવ ચંદ્ર |
| ૬ | ૨૭ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર સૂર્ય |
| ૫ | ૨૮ ૦ |
| ૪ | ૨૯ ભૈરવ-ચંડી |
| ૩ | ૩૦ ૦ |
| ૨ | ૩૧ ૦ |
| ૧ | ૩૨ ઉતરંગ |

ગર્ભગૃહમાં દેવતા પદ સ્થાપન વિભાગ

ગર્ભગૃહાર્ધના પાછલા આઠ ભાગ કરવા

૮ પીશાચ પછીને
૭ રાક્ષસ
૬ યમ
૫ ઈંદ્ર
૪ માતર રૂદ્રલોકમાલ રૂદ્રગણ
૩ વિષ્ણુ રૂદ્ર વિનાયક ઉમા
૨ બ્રહ્મા
૧ શીવ લીંગ મધ્યે

ગર્ભગૃહાર્ધના પાછલા પાંચ ભાગ કરવા

૫ યોગિણી પછીતે ભૂત પીશાચ
૪ માતર
૩ વિષ્ણુ સૂર્ય સ્કંધ બ્રહ્મા ઈશ્વર
૨ બ્રહ્મા સરસ્વતી અર્હંત
૧ શિવ લીંગ મધ્યે

વાસ્તુરાજ. વાસ્તુમંજરી ગ્રંથ મત—ગર્ભગૃહના મધ્યથી દશ ભાગ કરીને
દેવતાપદ સ્થાપન વિભાગ
ગર્ભગૃહની પાછલી દીવાલ

| | | |
|---|---|---|
| ૧ પિશાચ પછીતે | ૫ યક્ષ | ૮ વિષ્ણુ |
| ૨ રાક્ષસ | ૬ સૂર્ય | ૯ બ્રહ્મા |
| ૩ દૈત્ય | ૭ ચંડી | ૧૦ શિવલિંગ મધ્યે |
| ૪ ગંધર્વ | | |

દેવતામૂર્તિ પ્રકરણમ્, મયમતરમ્ ગ્રંથ મતે—ગર્ભગૃહના મધ્યથી ૪૯ ભાગ કરીને
દેવતાપદ સ્થાપન વિભાગ

| નવ વિભાગ બ્રહ્માંશમાં | ૧૬ વિભાગ માનુષ અંશમાં | ૨૪ વિભાગ પિશાચ અંશમાં |
|---|---|---|
| બ્રહ્મા, વિષ્ણુ સ્થાપન મધ્યના | સર્વ દેવતા સ્થાપન | માતર, યક્ષ, ગંધર્વ, રાક્ષસ, ભૂત સ્થાપન અંતના વિભાગ |

ગર્ભગૃહના મધ્ય ગર્ભે શિવલિંગ

જ્ઞાનપ્રકાશ-દીપાર્ણવ, ક્ષીરાર્ણવ, સૂત્રસંતાન, અપરાજિત, જ્ઞાનરત્નકોષ ગ્રંથોના મત-ગર્ભગૃહાર્ધના ૨૮ ભાગ કરીને દેવતાદૃષ્ટિપદ સ્થાપન વિભાગ.

| ભાગ | | ભાગ | | ભાગ | |
|---|---|---|---|---|---|
| ૧ | શિવલિંગ મધ્યે | ૧૦ | વિશ્વરૂપ, ઉમા, લક્ષ્મી | ૨૦ | યક્ષરાજ |
| ૨ | હેમગર્ભ-શાલીગ્રામ, બ્રહ્મા | ૧૧ | અગ્નિ | ૨૧ | હનુમંત |
| ૩ | નકુલીકા | ૧૨ | સૂર્ય | ૨૨ | મૃગઘોર |
| ૪ | સાવિત્રી | ૧૩ | દુર્ગા-લક્ષ્મી | ૨૩ | અઘોર |
| ૫ | રૂદ્ર, અર્ધનારીશ્વર | ૧૪ | ગણેશ, લક્ષ્મી, વિતરાગ | ૨૪ | દૈત્ય |
| ૬ | કાર્તિક સ્વામી | ૧૫ | ગ્રહ | ૨૫ | રાક્ષસ |
| ૭ | બ્રહ્મા, સાવિત્રીકે સરસ્વતી હીરણ્યગર્ભ, મિશ્રયુગ્મ | ૧૬ | માતૃકા, લક્ષ્મી, સર્વદેવી | ૨૬ | પિશાચ |
| | | ૧૭ | ગણેશ | ૨૭ | ભૂત |
| ૮ | દશાવતાર, ઉમા, શિવ, શેષશાયિ | ૧૮ | ભૈરવ | ૨૮ | શૂન્ય |
| ૯ | વિષ્ણુ, પદ્માસન કે ઉર્ધ્વસેન | ૧૯ | ક્ષેત્રપાલ | | ઉત્તરંગ |

સૂત્રસંતાન, અપરાજીત મતે—૬૪ વિભાગ દ્વારોદય દ્વારે દેવતા દૃષ્ટિપદ વિભાગ

| ભાગ | | ભાગ | | ભાગ | |
|---|---|---|---|---|---|
| ૨૧ | વ્યક્તાવ્યક્ત મુખલીંગ | ૨૩ | વ્યસ્ત ઉમા રૂદ્ર | ૪૫ | લક્ષ્મીનારાયણ |
| ૧૯ | અવ્યક્ત સ્વરૂપ | ૨૫ | શેષનાગ | ૪૭ | ધાતા |
| ૧૭ | ઉત્તમ | ૨૭ | જળશાયિન વિષ્ણુ | ૪૯ | ગણેશ-સરસ્વતી |
| ૧૫ | | ૨૯ | ગરુડ | ૫૧ | પદ્માસનત્રિમૂર્તિ |
| ૧૩ | | ૩૧ | માતર | ૫૩ | હરસિદ્ધ |
| ૧૧ | મધ્યમ | ૩૩ | યક્ષ | ૫૫ | બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર જીન |
| ૯ | | ૩૫ | ભંગ | ૫૭ | અઘોરભદ્ર |
| ૭ | | ૩૭ | ઉમારૂદ્ર | ૫૯ | ચંડિ |
| ૫ | કનિષ્ઠ | ૩૯ | બુધ | ૬૧ | ભૈરવ |
| ૩ | | ૪૧ | બ્રહ્મયુગ્મ | ૬૩ | ઉતરંગ |
| ૧ | | ૪૩ | ઋષિ-મુનિ | | |

દિગંબરાચાર્ય વસુનંદી-પ્રતિષ્ઠાસાર મત—દ્વારોદર-૯ વિભાગ કરી સાતમે વિભાગ જિનદૃષ્ટિ

ઇતિ દેવતા દૃષ્ટિપદ સ્થાપન



ઓરિસ્સા કોણાર્કના સૂર્ય મંદિરની સૂર્યની પ્રતિમા



સ્વ૰ ચંદુલાલ



મોઢેરાના સૂર્ય મંદિરની જંઘાના દેવ સ્વરૂપો

अथ श्री विश्वकर्मोक्त जयपृच्छायां वास्तुशास्त्रे वास्तुविद्यायां बाणलिङ्गलक्षणाधिकारे अ० १८

अथातः संप्रवक्ष्यामि लिङ्ग (स्तु) द्वारमुत्तमम् ।
येन विज्ञान मात्रेण ज्ञायंते च शुभाशुभम् ॥ १ ॥

अर्धपादे त्रिभागे वा लक्षणं (श्रृणु) साम्प्रतम् ।
विस्तरं च तदर्द्धेन पञ्चसप्तविभाजिते ॥ २ ॥

लक्षणे लक्ष्य सूत्रं तु एकं सार्द्धं द्विभागिकम् ।
एक द्वित्रिणीमध्यसा विस्तरं लक्षस्य च ॥ ३ ॥

अर्ध द्वित्रिणी सार्धानि क्रमात्य च प्रकीर्तितम् ।
प छत्रं लिगमूर्धेन लक्षणस्य तदाभवेत् ॥ ४ ॥

वृतं तु पक्ष सूत्रं तु लक्षणं जायते स्फुटम् ।
लक्षणं षोडशांशेन रेखा कुर्यात्सुवर्तिता ॥ ५ ॥

गुणत्रयं प्रकुर्वितं ब्रह्म ग्रंन्थीत तथा परे ।
यदाम दृष्यते लोकैः शिल्पिनी निपुणानि तु ॥ ६ ॥

लक्षणेन विना लिङ्गं न कुर्याच्च वरानने ।
नमस्कृतं शिल्पि मिश्र रक्षांकृत्वातुदेशकः ॥ ७ ॥

लक्षणोद्धारणं कुर्यात् शिल्पीन स्तीन वेदिकम् ।
ततः स्नानं प्रकुर्वित प्रतिष्ठा कर्ममारम्भेत् ॥ ८ ॥

बाणलिंग–परिक्षा–

त्रिपंचवार यस्यैव तुलासाम्य न जायते ।
तदाबाण समाख्यात शेष पाषाण सम्भवात् ॥ ९ ॥

ऊर्ध्वं स्थूल कृशं चाधो यदा लिङ्ग निवेशयेत् ।
तदा भोग विजानीयात पुत्रपौत्रादि वर्धनम् ॥१०॥

लीङ्गपंच सूत्रम्

प्रथमं लिङ्गं परिधि द्वितियं पीठ विस्तारः ।
सुत्र तृतीय पीठाय लिङ्गोद्भवं वृतसुत्रम् ॥११॥

स्यात सुत्र चतुर्थ लिङ्ग प्रनालाग्रं पृथुत्व भाग ।
भूमे लिङ्गे शिरान्त च वक्रसुत्रे हि पंचमम् ॥१२॥

लिङ्ग प्रवेश

लिङ्गं च प्रवेश न द्वारा–द्काशोत्म विशेद्विजम् ।
अन्यमार्गे प्रवेशस्तु देश भङ्गादिकं भवेत् ।
अतः शास्त्रानुसारेण कर्तव्यो विबुधे जनैः ॥१३॥

इतिश्री विश्वकर्मोक्त जयपृच्छा वास्तुशात्रे वास्तुविद्यायाम् लिङ्गलक्षणाधिकार क्रमाक अ १८

## અથ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે વાસ્તુવિદ્યાયા લિંગલક્ષણાધિકારે ક્રમાંક અ૦ ૧૮

હવે હું દ્વારમાને લીંગ લક્ષણ કહુ છું તે જાણીને તે શુભા શુભ ફળ જાણવા દ્વાર વિસ્તારના અર્થ ચોથા કે ત્રીજા ભાગના લક્ષણ હવે સાંભળો. દ્વાર વિસ્તારના અર્ધ ભાગના પાંચ કે સાત વિભાગ કરવા. લક્ષણ લક્ષસૂક્ષના એક દોઢ કે બે ભાગ

એક ના બે ત્રણની મધ્યમાન વિસ્તારમાન જાણવું

અર્ધના બે ત્રણને દોઢ એમ વિસ્તારમાન જ્યેષ્ઠ મધ્યને કનિષ્ઠમાન જાણવું

લિંગના-છત્ર ઉપરના લક્ષણ લીંગવતના પક્ષમાં રેખા દોરવી

સોળશાંશ રેખા લક્ષણથી ગોળમાં કરવી...ત્રણ ગુણ બ્રહ્મા અથીત પર લિંગના પક્ષમાં રેખા દોરવી નિપૂર્ણ શિલ્પી.... .... ...લક્ષણ વગરનું લીંગ સ્થાપન ન કરવું નહિ દેશની ઈશ્વર રક્ષા કરે.

શિલ્પીને નમસ્કાર કરવા સર્વ લક્ષણ ધારણ કરેલ શિલ્પીને

તેવા વિધિયુક્ત લીંગનું સ્થાને પ્રતિષ્ઠા કર્મ કરવું.

**બાણલીંગ પ્રાપ્તિ સ્થાન** કુરૂક્ષેત્ર સરસ્વતી વારાણસી પ્રયાગ ગંગા નર્મદા આંતર્વેદના સંગમ સ્થાને કેદાર અને પ્રભાસ તીર્થક્ષેત્રમાં બાણલિંગ પ્રાપ્તિ કરવા.




શીવનો નંદી





**બાણલીંગની પરિક્ષા**–લીંગનો બે કે પાંચવાર તોલ કરવો જો તે તોલ વજનમાં સરખું ન આવે તે પૂજનીયબાણ લિંગ જાણવું બાકી બધા પાષાણરૂપ જાણવા.

લિંગનો ઉપરનો ભાગ સ્થૂલને અને નીચેના ભાગ ક્રમપાતળો હોય તે શ્રેષ્ઠ (૧૦)

**લિંગ પંચ સૂત્ર**–પ્રથમ લીંગની પરિધા બીજુ સૂત્ર જલધારિનો વિસ્તાર ત્રીજુ સૂત્ર પીઠ સાથે લિંગનો ઉદય ચોથુ સૂત્ર લિંગથી પ્રનાલ સુધીનું અને પાંચમું સૂત્ર જ્યાધારીથી લિંગ સુધીના વક્ર પાંચમું સૂત્ર જાણવા એ રીતે લિંગ પંચ સૂત્ર જાણવું (૧૧)

**લિંગ પ્રતિષ્ઠા પ્રવેશ**–લિંગનો પ્રવેશ શિવાલયના ગર્ભદ્વારમાંથી ન કરવો પરંતુ આકાશ માર્ગે–એટલે શીખરના સુકનાસમાંથી ઘુમટમાંથી કરવો અથવા દ્વારના ઉતરંગ પરથી શિવલિંગનો પ્રવેશ કરાવવો આથી અન્ય માર્ગેથી પ્રવેશ કરાવેતો સ્વદેશનો ભંગ આદિ અનિષ્ઠ થાય. બુદ્ધિમાનોએ શાસ્ત્ર માર્ગને અનુસરીને લિંગ પ્રવેશ કરાવવો. (૧૨)

ચાર હાથ સુધીના પ્રાસાદમાં બાણલીંગ સ્થાપન કરવું તેથી અધીક માનના પ્રાસાદમાં રાજલિંગનું ઘટીક લીગ સ્થાપન કરવું. (૧૩)

ઈતિશ્રી વિશ્વકર્માએ કહેલ જયપૃચ્છાનો બાણલીંગનો ક્રમાંક અધ્યાય ૧૮ પદ્મશ્રી સ્થપતિ **પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા** શિલ્પવિશારદે કરેલ સટીક ભાષાન્તર

---

ફૂટનોટ–બાણ લીંગ કુકુંટાંડ કૃતિનું જાણવું તે ચારગજના પ્રાસાદમાં પધરાવવું તેથી અધિક માનના પ્રાસાદમાં રાજલીંગ ઘટીત લીંગ પધરાવું

वर्जनिय लिंग-वामनदीर्घ जंङ्घ च करालास्य च यवाकृतिम्  
स्कंधहीन कवंधं च पडते स्वामिघातकं ॥

જે બાણ લીંગ ૧ ઠુકુ ૨ લાંબી જાધવાળુ ૩ વિકરાળ દેખાય તેવું ૪ જવના આકારનું ૫ સ્કંધ રહીત ૬ કમંધ અનીયમીત એવા પ્રકારના છ દોષવાળુ લીંગ સ્વામિનો નાશ કરનારૂ જાણવુ.

यद्वर्ण जन्मय लिंग तदर्ण तन्मयष्टयं  
पाठ ब्रहशिला लिंग सूर्यो किकारये बुद्धः

જે વર્ણ રંગના પાષાણનુ લીંગ હોય તેજ વર્ણના પાષાણની પીઠ જળાધારી અને નીચેની બ્રહ્મશિલા એકજ વર્ણની બુદ્ધીમાને રાખવા

બાણ લીંગ વિશેનો દીપાર્ણવ ગ્રંથનો ચૌદમો અધ્યાય અને રાજલિંગ વિશેનો દીપાવર્ણનો તેરમા અધ્યાયનુ અધ્યયન કરવું

શિવાલય માટે અપવાદ રૂપ સામાન્ય નિયમ

वृषभो द्वार शूल च तथा ध्वज पताकयो  
ईच्छामाने न कर्तव्या नियमो नैव जायते

નંદી–દ્વાર– ત્રિશૂલ ધ્વજાદંડ પતાકા એ શીવાલયને ઇચ્છા માનથી કરવુ એવો નિયમનથી (આ નિયમ નાના ગ્રામ્ય શિવાલય માટે જાણવો)

पीठिका कारयेदन्य पुनःस्तु स्थापयेद्बुध
न च दोषो भवेतत्र विशेष पुण्य लभेन्नर

લિંગ સ્થાપન કર્યા પછી કાળે કરીને પીઠીકા જળાધારી જીર્ણ થઈ હોય અગર બીજા કારણે જળાધારી બીજી વખત નવી સ્થાપના કરી શકાય તેમાં દોષ નથી. તેમ કરવાથી મનુષ્ય વિશેષ પુણ્ય પ્રાપ્ત કરે છે

શિવની પીઠીકા જળાધારી ડમરૂ આકૃતિની કરવાનું કહ્યું છે. જળાધારી દશ પ્રકારની જુદી જુદી આકૃતિની કરવાનું કહ્યુ છે ( જુઓ શ્લોક )



अथ श्रीविश्वकर्माकृताया जयपृच्छायां वास्तुशास्त्रे वास्तुविद्यायां राजलिङ्गाधिकारे

क्रमांक अ. १९

विश्वकर्माउवाच

अथातः संप्रवक्ष्यामि राजलिङ्गलक्षणमुत्तम् ॥
षष्टयोत्तरशतं द्वारंः प्रासादे तु शतार्ध्वके ॥१॥
दश हस्तादशीत्यन्तं (दशांता ?) वाण ह्रासयेत् ।
प्रासादे द्वार मानं तु कथितेन विकल्पितम् ॥२॥
साम्प्रतं कथयिष्यामि लिङ्गानां नाम संख्यया ।
हस्तादि नव पर्यन्तं नवलिङ्गाः प्रकीर्तिताः ॥३॥
नवहस्तं भवेल्लिङ्गं प्रासादे च शतार्ध्वके ।
पंच हस्ता शतार्धा च प्रासादं परिकीर्तितम् ॥४॥
लिंङ्गे चैव समाख्याता हस्तान्त मेक शशयेत् ।
((सांतरा सांतसा बाध्यं ?) लिंङ्गे त्रिपाद वर्द्धिता) ॥ ५ ॥

नवहस्तोर्ध्व लिंङ्गतु प्रासादेनु विनार्चयेन
प्रासादे द्वार लिङ्गाना प्रमाणं परिकीर्तितम् ।
दश हस्तादधो नास्ति प्रासादे सभ्रमस्तथा ॥ ६ ॥

वेदाद्य चतुः वृध्या [ तु ] षड्त्रिंशतया तथैव च ।
हस्तादि नवपर्यन्तं लिङ्गानां नव सङ्ख्यया ॥ ७ ॥

लिङ्गमानं समाख्यातं प्रासादेषु लतिनके ।
लतिनां तु समाख्याता सां वृत्तं द्वार मुच्यते ॥ ८ ॥

चतुः षष्टया वितत् कृत्वा अङ्गुलैः द्वार मुच्छ्र्यम् ।
चतुर्हस्तादिते (धानि ?) कर्तव्या नात्र संशयः ॥ ९ ॥
उच्छ्र्यार्धेन विस्तार सर्वेद्वारे नियोजयेत् ।

विष्कंभमान

अतोर्ध्वे पृथु हस्तेषु चतुर्भित्तिय द्विरङ्गुलैः ॥१०॥

चतुर्धा लिङ्ग विष्कम्भं आयामं त्रिविधं स्मृतम् ।
प्रासादस्य तु मानेन ज्येष्ठ मध्यम कन्यसम् ॥ ११ ॥

लिङ्गश्चाद्यि अनाद्यस्तु सुरगणै रर्चितं (तथा?)
सर्वसम चतुर्थंतु तेषां वक्ष्यामि लक्षणम् ॥१२॥

आद्य-

चतुर्थांशेन वृत्ते लिङ्गे ग्रह सङ्ख्या पृथक् यदि।
अर्ध्वेद्विक वास्तु भा ब्रह्मा विष्णु शिवोर्ध्वनम् ॥ १३ ॥

अनाद्य-

विस्तार सार्ध्व सप्तांश पादोनां पृष्टि ब्रह्मणा।
अष्ट भि विष्णु विज्ञेयं सपादौष्ट च शङ्करः ॥१४॥

सुरगणार्चित-

ग्रहपादेन विष्कंभ ऋषिभिः ब्रह्मणं पदम्।
अष्टौ च विष्णु भागं च शिवश्च ग्रह सङ्ख्यया ॥१५॥

सर्वसम-

विस्तारायामतो वापि त्रयो भागाः समायपा।
हयेतेर्द्धि सर्व (समंनमे?) धन धान्य समागमम् ॥१६॥
वेदाष्टश्च वृत्तास्ते ब्रह्मा विष्णुहरः क्रमात्।
लिङ्गानां मेन पीठं स्यात् विष्णु भागं समुच्छ्रयम् ॥१७॥
लिङ्ग प्रवेशकं प्राप्य शेषं पीठ विकल्पता।
हिनाधिको च कर्तव्यो भागी ब्रह्म त्रिलोचनौ ॥१८॥
उच्छ्रयेण तु लिङ्गानां न न्यूनाधिको हरि।
विष्कम्भं त्रिभागे च शेषश्यात्ब्रह्म (शिलाकशं?) ॥१९॥
येनकेन प्रकारेण छाया दोषस्य वर्जितत्।
सर्वेषागेव लिङ्गानां प्रजामानं यथाधिकम् ॥२०॥
पीठोत्तरेण चाष्टांशं समं वापि प्रयोजयेत्।
यवमात्रं ज्ञायते पीठं न ग्रन्श्वाल मात्रके ॥२१॥
वाणात्मक दोषा [णां] ग्रन्थे भद्रे भवन्ति हि।

वर्धमानलिंग-

वर्द्धमानं गतं ज्ञेयं भागै र्ब्रह्मादिवव्यध्यो ॥२२॥
(ते?) भांगै हीनमानस्तु सम्भवे हीनमात्रकम्।

## ब्रह्मशिलामान

ब्रह्मकर्ण प्रमाणेन आयामेन द्विजशिला ॥२३॥
पिण्डं चैव समाकार्या ब्रह्मार्द्धेन [च] वाप्यव ।
अथवा ब्रह्म पादोना ब्रह्म भागस्य वाधिका ॥२४॥
ब्रह्म भागाष्टमांशन्तु लिङ्गे ब्रह्मशिलाक्षिपेत् ।
सर्वेषां मेव लिङ्गानां कारये देय मेवहि ॥२५॥
या पूजायस्य लिङ्गस्य चाष्टकान्तं तु कारयेत् ।
कृतैष्टांशैः चतुर्द्धातु भागे भागेन लाञ्छयेत् ॥२६॥
पुण्डरिकं विशालाक्षं श्रीवत्सं शत्रुमर्दनम् ।
उक्तानि छत्र चत्वारि सर्वकामार्थ साधका ॥२७॥
शिरोवर्तना वाह्य अर्धपादे त्रिभागः लक्षणम् ।
शुभदं नृणां वाहये अतः ऊर्ध्वे न कारयेत ॥२८॥

## मुखलिङ्ग–

हस्तादि पंच हस्तांन्ते मुखलिंग प्रकल्पयेत् ।
अतः परंन कुर्यात मिश्रलिंङ्ग शुभेच्छया ॥२९॥


दक्षिणे अघोर.


तत्पुरुष.


उत्तरे वामदेव.


पश्चिमे सद्योजात.



पूर्वे तत्पुरुष

प्रभाशंकर ओ. स्थपति.



मुखलिङ्ग त्रिक्रय वा एक वक्रयचर्तुमुखम् ।
सन्मुखं चैक वक्त्रास्यापि वक्त्रम्य पृष्ठतो नहि ॥३०॥




शिव द्रष्टिविभाग

द्वारोच्छ्रयस्य मध्ये वै चतुष्पष्ठंश भाजिते ।
एकादिकोन विंशत्यां दृष्टि व्यक्तंय योजयेत् ॥३१॥
एकविंशे व्यक्ताव्यक्तं व्यक्तंय त्रयोविंशती
सप्तविंशे उमारुड द्रष्टि युग्म स्वरुपकम् ॥३२॥

इति श्रीविश्वकर्माकृते जयपृच्छाया वास्तुशास्त्रे वास्तुविद्याया राजलिङ्गाधिकारे अ० १९

અથ શ્રીવિશ્વકર્માકૃતે જયપૃચ્છાયાં વાસ્તુશાસ્ત્રે વાસ્તુવિદ્યામાં રાજલિંગલક્ષણાધિકારનો ક્રમાંક અ. ૧૯

શ્રી વિશ્વકર્મા કહે છે-હવે હું રાજલિંગના ઉત્તમ એવા લક્ષણો કહુ છું એકસો આઠ (દ્વાર)? પચાસ ગજના પ્રાસાદને ૧ દશ હાથથી ( પચાસ ) હાથ સુધીમાં બાણલીંગ ન પધરાવવું પ્રાસાદના દ્વારમાનથી લિંગમાનનો વિકલ્પ કહુ છું હવે એક હાથથી નવ હાથ સુધીના નવ રાજલિંગના નામ સંખ્યા કહુ છું પચાસ હાથના પ્રાસાદમાં નવ હાથ પ્રામાણેનું રાજલીંગ પધરાવવું તે પાંચ હાથથી પચાસ હાથ સુધીમાં રાજલીંગ પધરાવવું તેથી નાના એકથી ચાર હાથ સુધીના પ્રાસાદમાં બાણલીંગ પધરાવવું. નવ હાથથી ઉપરના મોટા લિંગ પ્રાસાદ વગર ખુલ્લા ઓટલા પર પધરાવવા દશ હાથથી મોટા પ્રમાણના પ્રાસાદ સભ્રમ સાધાર પ્રાસાદનું નિર્માણ કરવું. ૬

પ્રાસાદના દ્વારમાને લીંગનું પ્રમાણ રાખવું ( ગર્ભગૃહના પાંચ ભાગ કરી ત્રણ ભાગની લંબાઈનું ઉદયનું લીંગ જ્યેષ્ઠ માનવું. નવ ભાગ કરી પાંચ ભાગનું મધ્ય રાખવું અને ગર્ભગૃહના અર્ધ ભાગે લિંગ ઉદયમાં કહ્યું તે કનિષ્ઠ માનનો કહ્યું છે.)

દશ હાથ પ્રમાણથી અધિક માનનો પ્રાસાદ સભ્રમ સાધાર પ્રાસાદ કરવો ચાર હાથથી ચચ્ચાર હાથની વૃદ્ધિ કરતા છત્રીશ હાથ સુધીના એમ નવ પ્રકારનો રાજલીંગ જાણવા. ૪–૮–૧૨–૧૬–૨૦–૨૪–૨૮–૩૨–૩૬ એમ નવ પ્રકારના રાજલીંગ જાણવા.

બીજુ માન કહે છે એક હાથથી નવ હાથ સુધીના નવ રાજલીંગ ( ઘટીતલીંગ ) કહ્યાં છે. આ પ્રમાણે લિંગનું માન કહ્યું તે પ્રાસાદને વિશે પધરાવીને લતિન જાતિમાં પ્રાસાદમાં પૂજવા. ૮

લતિન જાતિના પ્રાસાદના દ્વાર

ચોસઠ આંગુલના દ્વારની ઉંચાઈથી ચાર હાથ સુધીના દ્વાર ઉદયમાન કરવા દ્વારની ઉંચાઈના અર્થ ભાગે દ્વારનો વિસ્તાર રાખવો. ૯

હવે લીંગમાન ગજના માનથી વિસ્તારવિષ્કંમ્ભ પ્રમાણ કરવાનું કહે છે. લિંગ વિસ્તારના ચાર પ્રકાર લિંગની લંબાઈમાં ત્રણ માને કરવા. લીંગની લંબાઈના ત્રણ ભાગ નીચેનો બ્રહ્મભાગ ચોરસ મધ્યનો અને કનિષ્ઠમાન વિષ્કંભના જાણવા. ૧૧

૧ આદ્ય ૨ અનાદ્ય ૩ સુરગણાર્ચિત ૪ અને ચોથો પ્રકાર સર્વસમએ ચારના લક્ષણ હવે સાંભળી, (૧૨)

૧ આદ્યલિંગ વિસ્તારના નવ ભાગ તેમાં બ્રહ્મભાગ સાડા આઠ. વિષ્ણુ ભાગ આઠ અને સાડા સાત ભાગ શંકર. ૧૩

૨ અનાદ્યલિંગનો વિષ્કંભ લીંગ નીચે સાડા સાત ભાગ બ્રહ્મા પોણા આઠ વિષ્ણુ આઠ ભાગ અને ઉપર શીવ ભાગ સવા આઠ ભાગ, ૧૪

૩ સુર ગણાર્ચિત લિંગમાન નવ ભાગ શિવ–આઠ ભાગ વિષ્ણુ અને બ્રહ્માભાગ સાત. ૧૫

૪ સર્વ સમલિંગ–લીંગના ત્રણે ભાગ બ્રહ્મા વિષ્ણુ ને શીવના વિષ્કંભ સરખા રાખવા તે ધન ધાન્યની પ્રાપ્તી કરાવે. ૧૬

લીંગનો નીચેનો બ્રહ્મ ભાગ ચોરસ મધ્યેનો વિષ્ણુ ભાગ અષ્ઠાંશ અને ઉપર પૂજા શીવ ભાગ ગોળ કરવો–લીંગનું પીઠમાન જળધારીની ઉંચાઈ વિષ્ણુ ભાગ જેટલી રાખવી. ૧૭

બ્રહ્મ શિલા પર બ્રહ્મભાગ ભૂમિમાં પ્રવિષ્ઠ કરી મધ્યનો અષ્ઠાંશ ભાગ પીઠકા જળાધારીમાં પ્રવિષ્ઠ કરવો ઉપર લીંગ માન ઓછાવતુ ન કરવું લીંગની ઉંચાઇના કહેલા માન ભાગથી વિષ્ણુ ભાગ ઓછાવત્તી ન કરવો લિંગ વિષ્કંભના ત્રીજા ભાગે બ્રહ્મશિલા નીચેના ભાગમાં કરવી (બીજુ પ્રમાણ બ્રહ્મ ભાગના ખુણા ખુણ જેટલી બ્રહ્મશિલા મોટી કરવી જાડાઈમાં તેવડી અથવા બ્રહ્મશીલાથી અર્ધી જાડી કરવી ૧૯

બ્રહ્મ શિલામાં ખોભણુ કરી લીંગ બેસારવું કોઈ પણ પ્રકારે જળાધારી વિસ્તારમાં છાયાદોષ ન થવા દેવો લિંગના સર્વ માન પ્રજામાન જેમ અધિક જાણવું. (૨૦)

પીઠના ઉત્તરે આઠમાં અંવે ... ... ... મધ્યગર્ભથી યવ માત્ર લિંગ ઇશાનમાં સ્થાપન કરવું. ૨૧

## વર્ધમાનલીંગ

વર્ધમાન લિંગના ચાર પ્રકાર કહ્યા છે ૧ લિંગની લંબાઈના ચોવીસ ભાગ કરી બ્રહ્મા ભાગ સાત ભાગનો વિષ્ણુ ભાગ આઠમા ભાગનો અને પૂજાભાગ નવ ભાગનો બીજો પ્રકાર લીંગની ઉંચાઇના એકવીશ ભાગ–બ્રહ્મા ભાગ ૬ વિષ્ણુ ૭ પૂજા ભાગ ૮ ત્રીજો પ્રકાર અઢાર ભાગ ઉંચાઈમાં કરી બ્રહ્મા ૫ વિષ્ણુ ૭ પૂજા ભાગ સાત રાખવા ચોથો પ્રકાર લીંગ ઉંચાઈના પંદર ભાગ કરી બ્રહ્મ ૪ વિષ્ણુ ૫ પૂજા ભાગ ૭ રાખવા તે રીને વર્ધમાન લિંગમાન બ્રહ્મા વિષ્ણુ ને શિવના ઓછાવત્તા ભાગ રાખવા ૨૨

બ્રહ્મ શિલાનું પ્રમાણ, લીંગ નીચે બ્રહ્મના તળના ખુણા ખુણી પ્રમાણે લાંબી પહોળી બ્રહ્મ શિલા કરવી તેની જાડાઈ બ્રહ્મ ભાગ જેટલી અને તેના અર્ધ ભાગ જેટલી બ્રહ્મશિલા નીચે ભૂમિમાં પધારવી (તે પર નવ રત્નો મુકી લીંગ પધરાવવુ) બ્રહ્મ ભાગના પોણા ભાગે કે બ્રહ્મ ભાગથી અધિક પણ બ્રહ્મ શિલા ભૂમિમાં પધરાવવી. ૨૪

બ્રહ્મ ભાગના આઠમાં અંશ જેટલી ઉંડે બ્રહ્મ શિલામાં ક્ષોભણુ કરી લીંગ સ્થાપના કરવી સર્વ દેવોની જેમ લિંગની પ્રતિષ્ઠા કરવી. ૨૫

લીંગની ઊંચાઈના આઠ ભાગ કરી એકેક ભાગે એમ ચાર લાંચ્છન ચિહ્ન રેખા કરવી. ૨૬

**લીંગ શીરોવર્તન**–લિંગ શીરોવર્તનના ચાર પ્રકારના નામ ૧ પુંડરીક ૨ વિશાલક્ષ ૩ શ્રીવાસ ૪ શત્રુભેદન એ ચાર છત્રાભ (શીરોવર્તન) સર્વ કામનાની સિદ્ધિને દેનાર જાણવા ૨૭

## લિંગવિષ્કંભ (વિસ્તાર)ના ચાર પ્રકાર







लिंग शिरोवर्तन का पांच प्रकार विभाग P.O.S.

## લિંગ શિરોવર્તના પ્રકાર

લીંગ શીરોવર્તન–લીંગના પૂજા ભાગના વિષ્કંભના આઠથી ચાર ભાગ શીરોવર્તનના કરવું.

૧ આદ્યલિંગના વિષ્કંભ (ત્રણ ભાગ કરી એક ભાગ ઊંચું શીરોવર્તન કરવું તે બાલચંદ્રને–પુંડરીક નામે જાણવું.

૨ અનાદ્ય લિંગના વિષ્કંભના ચાર ભાગો કરી બે ભાગનું ઉંચું શિરોવર્તન કરવું. (એટલે અર્ધ ગોળ) ને કુકંટાંડક નામના શીરોવર્તનને વિશાલાક્ષ કહેલું છે.

૩ સુરગણુર્ચિત લીંગનો વિષ્કંભના આઠ ભાગ કરી અઢી ભાગનું માથુ ઉંચું કરવું તે છત્રાભ શીરોવર્તનને શ્રીવત્સ કહેવું.

૪ સર્વ શમલીંગના વિષ્કંભના ૬ ભાગ કરી ચાર ભાગનું માથું ઉચું કરવું તેને ત્રપુષાભ (કાકડી જેવું) શીરોવર્તનને શત્રુમર્દન કહેલું છે એ સર્વ ચારે છત્રાભ સર્વ કામનાને દેનારા જાણવા.

શીરોવર્તનના અર્ધા કે ચોથા કે ત્રીજા ભાગે બાહ્ય લક્ષણથી કરવાના શુભ લક્ષણ જાણવા તેથી વધુ શીરોવર્તન ન કરવું. ૨૮

**મુખ લીંગ**–એક થી પાંચ હાથ સુધીના લિંગને મુખલીંગની કલ્પના કરવી એથી મોટા લીંગને મુખલીંગ ન કરવું શુભની કામનાવાળાએ એવું મિશ્રલીંગ કરાવવું. મુખલીંગ જો ત્રણ કરવાના હોય તો પાછળ મુખ ન કરવું એક મુખ કે ત્રણ કે ચતુર્મુખ લીંગ કરવા. ૩૦

શિવ લિંગ દૃષ્ટિ વિભાગ–દ્વારની ઉંચાઈના મધ્ય ચોસઠ ભાગ કરી નીચેના ૧ થી ૧૯ ભાગ સુધીમાં દૃષ્ટિ રાખી એકત્રીશમા ભાગે વ્યક્તની ત્રેવીશમા ભાગે વ્યક્ત શોવની દૃષ્ટિ રાખવી. સત્તાવીશમા ભાગે ઉમા રૂદ્ર યુગ્મની દૃષ્ટિ રાખવી. ૩૨

ઇતિ શ્રી વિશ્વકર્માએ જયપૃચ્છા વાસ્તુશાસ્ત્રના વાસ્તુવિદ્યાના રાજલિંગલક્ષણાધિકારનો અ. ૧૯
પદ્મશ્રી સ્થપતિ **પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા** શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ.

---

ફૂટનોટ :–અપરાજિત સૂત્ર અને દેવતા મૂર્તિ પ્રકરણમાં એકથી નવ હાથ પ્રમાણના રાજલીંગ કહ્યા તેમાં પણ એક હાથથી છ છ આગળની વૃદ્ધિ કરતા નવ હાથ સુધીના ત્રેવીશ લિંગ જાણવા તે પ્રત્યેક લીંગના નામો અપરાજીત સૂત્ર ૨૦૧માં ને દેવતામૂર્તિ પ્રકરણમાં આવેલા છે વળી છ છ ત્રણ ત્રણ બબ્બે એકેક અર્ધ અર્ધ પા પા અને એકેક દોરો ($\frac{1}{8}$ આંગુલ) એમ મળી દશ ભેદ કહી કુલ ૧૪૪૨૦ લિંગમાન સંખ્યા કહી છે.

ગૃહસ્થને ગૃહપૂજામાં અંગુલનાપર્વથી ત્રણઅંગુલ સુધીનું લીંગ પૂજવું અન્ય દેવમૂર્તિ નવ અગ્યાર કે તેર આગળ ઉંચી મૂર્તિ પૂજામાં રાખવી.

રત્ન લિંગ એક આગળથી નવ આગળ એમ નવ પ્રમાણ, ધાતુલીંગ આઠ આગળથી આઠ આંગળની વૃદ્ધિના નવ પ્રકારના સ્થાપવા અષ્ટ લોહ એટલે મીશ્રધાતુ ૧ સુવર્ણ ૨ ચાંદી ૩ ત્રાંબુ ૪ કાંસુ ૫ પીતળ ૬ કલાઈ ૭ સીસા ૮ લોહએ અષ્ટલોહ કહેવાય.

રાજલિંગ–અથવા માનુષલિંગના–દશભેદ કહ્યા છે. તેમાં છેલ્લા ત્રણ ભેદ વિશે જાણવા આવશ્યક છે.

૧ ધારાલિંગ–લીંગના ગોળ પૂજા ભાગમાં ફરતી ગોળ ધારા જેવી સળીયાની આકૃતિ કરવી તે ધારાલીંગને પાંચ સાત નવ બાર સોળ વીશ ચોવીશ કે અઠ્ઠાવીશ ધારાલિંગ ધારાઓ કરવી.

૨ શતલિંગ–લીંગના પૂજા ભાગમાં ફરતી ગોળ ગોળ સળીયોમાં સો લીંગની આકૃતિ કરવી.

૩ સહસ્રલિંગ–સર્વતોભદ્ર શિવલિંગ ઉપરના ગોળ પૂજા ભાગમાં ફરતી ગોળ ચાળીશ સળીયો કરી ને પ્રત્યેક સળીમાં એકેકમાં પચ્ચિશ પચ્ચિશ લિંગ આકૃતિને દર્શાવવી તે આવા પ્રકારના પ્રાચિન લીંગો તિર્થોમાં જોવામાં આવે છે. બનારસ ભુવનેશ્વર ઓરીસ્સામાં દ્રવીડ પ્રદેશમાં આવા ત્રણ પ્રકારના લીંગો જોવા મળે છે.

રાજલીંગ વિષ્કંભ–રાજલીંગની ઉંચાઇમાં ત્રણ વિભાગમાં નીચે બ્રહ્માની ભૂમિમાં મધ્યમાં અષ્ટાંશ્ર વિષ્ણુ વિષ્કંભ ભાગ અને ઉપર પુજા ભાગ શિવ ભાગ આ પ્રત્યેકની પહોળાઈ




સહસ્રલિંગ ધારાલિંગ

વિષ્કંભના આ નવ પ્રમાણુ પ્રમાણુ રાખવાનું વિધાન છે તેના ચાર ભેદ ૧ સુરગણાર્ચિત ૨ અનાદ્ય ૩ આદ્ય ૪ સર્વ સમ.

રાજલિંગના શિરોવર્તન—લીંગના મથાળા ઓછાવત્તા વૃત ભાગને શિરોવર્તન કહે છે તેના પાંચ પ્રકાર કહ્યા છે ૧ છત્રાભ ૨ ત્રપુષાભ ૩ કુકુંટાંડક ૪ ભાલચંદ્રય ખુદજુદા કૃતિ આ શિરોવર્તનના પાંચે ભેદો દીપાર્ણવના તેરમા અધ્યાયના ૧૯૮–૯૯ આવા થર છે.

नैक हस्ता दितो धस्ते प्रासादे स्थिरनां भवेन्
स्थिरं न स्थापशेह गेह गृहिणा दुःख कृत्यया ।

એક હાથથી લઘુ લીંગો નાના શિવાલયો સ્થિર સ્થાપન લીંગ ન કરવું. ચાર હાથ સુધી પ્રાસાદને રાજલીંગ નહિ પરંતુ બાહ્યલીંગ સ્થાપન કરવું. ગૃહસ્થના ઘરને વીશે સ્થિરલિંગ કદી સ્થાપન ન કરવું સ્થીર સ્થાપનાથી ગૃહસ્થને દુઃખદાયક થાય છે. અંગુઠાના પર્વ જેટલું કે એક દોઢ ત્રણ ઈંચ બાણુલીંગ ગૃહસ્થે પુજાગાં રાખી પૂજન કરવું તે સ્થીર ન કરવું.

નવ હ.થથી વિશેષ મોટું લીંગ પ્રાસાદને વિશે સ્થાપન ન કરતાં ખુલ્લા ઓટલા પર એવું વિશાળ લીંગ સ્થાપન કરી પૂજન કરવું.

શીવલીંગ વિષયનું સાહિત્ય ઉત્તરભારતના ગ્રંથો કરતાં દ્રાવિડ ગ્રંથોમાં કહ્યું સવિસ્તર વિપુલ સાહિત્ય આગમ ગ્રંથોમાં કહેલું છે.

યોહિ—જળાધારીના પ્રકાર જુદા જુદા સ્વરૂપની કહી છે તેના ચીત્રો આ સાથે આપેલા ઇતિ રાજલીંગ.

卐

अथ श्री विश्वकर्मोक्त जयपृच्छाश वास्तुशास्त्रे द्वारावतीलक्षणाधिकारे क्रमांक अ० २०

श्री विश्वकर्मोवाच ।

श्रृणु वत्स प्रवक्ष्यामि द्वारावत्यास्तु लक्षणम् ।
आदि सूर्ति कृष्णदेवं द्वारिकायां जगत्पते ॥२॥
धर्मार्थकाम मोक्षाणां कृष्णदेवतु कारणम् ।
नरस्य लिप्यते पापं पद्मपत्र मिवांभसि ॥२॥
मध्ये कृष्णः देव तु आदिमूर्तिन संशय ।
एकैवत् कृष्णमूर्तिस्तु चतुर्विंशति द्वारिका ॥३॥
त्रिनाराज्ञा प्रजायधत् पुंसहिनास्तु योपितम् ।
द्वारिका कृष्ण हीनां तु न गृह्य [तं] वै शास्त्रभिः ॥४॥
द्वावकान्ये भूत्यांय तत्पुण्यं नरलभेत ।
स्थपने वा मनसे वापि द्वारिका यस्तु काररेत ॥५॥
सुलभेद् विष्णु लोकंतु यावत्यापित सुलभ ।
.... .... .... .... .... ॥६॥
चार्द्धपाद त्रिभागे वा वासुदेवा मूलनायक ।
आदिमूर्तिश्चार्धेन वाराहश्च तथोदय ॥७॥
वैकुंठे विश्वरुपंच अनन्तं त्र्येलोक्य मोहनम् ।
एतत् स्कंध समंताश्च शेषाश्चातु न्यूनतर ।८॥
प्रासादे मंडपे वाथ गर्भमध्ये प्रतिष्ठितम् ।
वेदीकृत्य जलपीठं उदुम्बरोच्छ्रयं शुच्यते ॥९॥
सव्यावर्त्ते सुराः स्थाप्या दूर्वाशादि :गणान्तिके ।
दूर्वासा विविधाश्चैव वासुदेवं तु केशवम् ॥१०॥
नारायणं माधवं च विश्वरुप तथैव सकर्षण ।
संकर्षणं च गोविन्दं विष्णुं च मधुसूदनम् ॥११॥
देवकीयं ततः [स्थाप्यः] योगेश्वरं तथैव च ।
त्रैलोक्यमोहनं वापि लक्ष्मीनारायणं विदु ॥१२॥
पद्युम्नन्तु स्थाप्यं [च] त्रिविक्रमं ततः परम् ।
वामनं श्रीधरं चैव वैकुण्ठं तदनन्तरम् ॥१३॥



HARAYAH

પરિકરયુક્ત દશાવતારસહ વિષ્ણુ

अनिरुद्धं हृषिकेशं पद्मनाभ दामोदरम् ।
रुक्मणि च ततः स्थाप्यं गणाधिक्यः तथोत्तरे ॥१४॥

मध्येस्तु सूकरं स्थाप्यं सर्वदेवमयं शुभम् ।
शेषः कूर्म समायुक्तं लक्ष्मीस्या वाम पार्श्वतम् ॥१५॥

प्रद्युम्ना चानिरुद्धाय प्रतिहारो प्रकल्पयेत् ।
द्वात्रिंश दृष्टिस्थानानि विलोमा [च] द्वाविंशति ॥१६॥

शुभेषु संस्थितादेवा विलोमे दश भाग[क]म् ।
पादे जानुः कटिः जङ्घा अधः दृष्टिस्तु वाहने ॥१७॥

पञ्च पञ्चांशाधिकं दृष्टिः आदि मूर्तिस्तु स्थापयेत् ।
वैकुण्ठं विश्वरूपं च स्तनसूत्रे नियोजयेत् ॥१८॥

वासुदेवादि क्रमेणैः वैकुण्ठं च स्तने न्यसेत ।
सूकरं मध्यतः स्थाप्यं पञ्चत्रिंश पादेन तु ॥१९॥

एवं तु दृष्टि स्थानानि विलोमेन तु दापयेत् ।
कृष्णौ वै यन्तु केशान्तं दशाष्टो [श्र] विभाजयेत् ॥२०॥

अंश हीनं तथा प्राज्ञः वाराह शुभलक्षणम् ।
वाराहे तु ततो हीनो कर्तव्यो......................॥२१॥

(चतुःषष्टिः) भवेद्वारं सूकरं पञ्चत्रिंशति ।
एवं च द्वारिका स्थाप्यं सर्वलक्षण संयुता ॥२२॥

द्वारिकाया प्रासाद चतुर्द्वारि भेद–(पाठांन्तरे)

गजेंद्र मोक्षणं माता दशवतार परिग्रयो ।
देव वैकुंठ चतुषष्टि गोणंङ्गना द्वारे च शुकर ॥२३॥

..............................................................

........................................................... ॥२४॥

इतिश्री विश्वकर्मोक्त जयपृच्छा वास्तुशास्त्रे द्वारावतीलक्षणाधिकार क्रमाक अ २०

## અથ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે દ્વારાવતીલક્ષણાધિકારે ક્રમાંક અ૦ ૨૦

શ્રી વિશ્વકર્મા કહે છે-હવે હે વત્સ દ્વારાવતીની રચનાના લક્ષણ કહું છું જગતના પતિ એવા શ્રીકૃષ્ણ દેવ મુખ્ય આદિ મૂર્તિ ધર્મ અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તી એ શ્રીકૃષ્ણ દેવનું કારણ છે મનુષ્યના પાપને નિર્લેપ કરનારા તે છે. મધ્યમાં આદિ મૂર્તિ કૃષ્ણ પધરાવી તેવી રીતે ચોવીશ. વિષ્ણુ મૂર્તિ ફરતી દ્વારાવતીમાં પધરાવવી શ્રીકૃષ્ણ વગરની દ્વારિકા એ જેમ રાજા વગરની પ્રજા રૂપ જાણવી. દ્વારાવતીની રચનાથી પુણ્ય મનુષ્યને મળે છે ૪ તેનાથી વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે તેના અર્ધભાગે ચોથાભાગે કે ત્રિજાભાગે વાસુદેવની મૂર્તિ હીન કરવી આદિ મૂર્તિ શ્રીકૃષ્ણથી અર્ધ વરાહની મૂર્તિની ઉંચાઈ રાખવી બેસાડવી જેમ વૈકુઠ ભગવાન, વિશ્વરૂપ-અનંતભગવાન ત્રૈલોક્ય મોહન એ સર્વ આદિ મૂર્તિના સ્કંધ-ખભા જેટલી ઉંચી પધરાવવી બાકીની બીજી મૂર્તિઓ પધરાવવી. પ્રાસાદમાં કે મંડપમાં ગર્ભગૃહમાં પધરાવી. તેની વેદીકા જળપીઠ ઉંબરા જેટલી ઉંચી કરવી ૯ ગણો અને દુર્વાસાની અને દેવોની મૂર્તિઓ સવ્યાવર્ત સ્થાપવી દુર્વાસાદિ વિવિધ ઋષિઓ વાસુદેવ, કેશવ, નારાયણ, માધવ, વિશ્વરૂપ વગેરે તથા સંકર્ષણ, ગોવિંદ, વિષ્ણુ, મધુસુદન, દેવકીમાતા, યોગેશ્વર વિષ્ણુ, ત્રૈલોક્યમોહન, લક્ષ્મીનારાયણ, પ્રધુમ્ન, ત્રિવિક્રમ, વામન શ્રીધરા વૈકુઠ ભગવાન, અનિરૂપ, ઋષિકેશ, પદ્મનાભ, દામોદર રૂક્ષ્મણીની સ્થાપના અને ગણપતિની ઉત્તર દિશામાં સ્થાપના કરવી. મધ્યમાં શુકર વરાહ સર્વ દેવ સહીત સ્થાપવા તે શુભ છે. શેષનારાયણ, કૂર્મ, લક્ષ્મીની (ડાબી તરફ) પાછળ સ્થાપવા પ્રધમ્ન અને અનિરૂદ્ધ દ્વારના પ્રતિહારરૂપે કલ્પવા દ્વારના ઉદયના બત્રીશ સ્થાન વિલોચે દશ ભાગે સ્થાપન કરવા તે શુભ જાણવું.

દ્વારીકાના મૂળ નાયક ભગવાનના પગ બરાબર જાનુ બરાબર કે કેડ બરાબર કે જંઘાથી નીચે વાહન ગરૂડની દૃષ્ટિ રાખી સ્થાપના કરવી. દ્વારના ઉદયના ચોસઠ વિભાગના પચાવનમા ભાગે આદિ મૂર્તિની દૃષ્ટિ રાખી સ્થાપના કરવી. વૈકુંઠને વિશ્વરૂપ વાસુદેવની દૃષ્ટિ આદિ મૂર્તિના સ્તન સૂત્રે રાખવી. મધ્યમાં શુકર વરાહની મૂર્તિ દ્વારના ઉંચાઈના ૬૪ ભાગ કરી પાંત્રીશમા ભાગે રાખવી એ રીતે દૃષ્ટિ સ્થાન રાખવી વિલોમ (ઉલટી) ન રાખવી. શ્રીકૃષ્ણ મૂર્તિના કેશાન્ત સુધીની ઉંચાઈના અઢાર ભાગ કરવા તેના એક ભાગ હીન વરાહની દૃષ્ટિ રાખવી. વરાહથી અન્ય દેવની દૃષ્ટિ નીચી રાખવી. ૨૧

દ્વારની ઉંચાઈના ચોસઠ ભાગ કરી શુકર વરાહની દૃષ્ટિ પાંત્રીશમા ભાગે રાખવી. એવી રીને સર્વ લક્ષણયુક્ત દ્વારાવતીની રચના કરવી. ૨૨

દ્વારિકા પ્રાસાદના ચાર દ્વારના ભેદે પાઠાન્તર કહ્યા છે. તેમાં ગજેન્દ્રમોક્ષ માતૃકા અને દશ અવતાર ફરતા કરવા વૈકુંઠ દેવ અને ચોસઠ ગોપીકા ગોપાંત્તર શુકરના દ્વારે કરવા. ૨૩

ઈતિશ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે દ્વારાવતી લક્ષણાધિકારે ક્રમાંક અ૦ ૨૦

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ.

# સંયુક્ત દેવ સ્વરૂપ



શિવનારાયણ



હરિહિરણ્ય



હરિહરપિતામહ



યોગેશ્વર વિષ્ણુ



કૃષ્ણકાર્તિકેય



પુરુષોત્તમ



વૈકુંઠ ભગવાન



વિશ્વરૂપ

## प्राकारान्तर द्वारावती

अथातः सप्रवक्ष्यामि द्वारवत्यां प्रतिमा यथा ।
प्रतिमा त्रिविधा प्रोक्त ज्येष्ठ मध्य कन्यसा ॥ १ ॥

मूलनायश्च विभागेन ज्येष्ठे चैव प्रकीर्तिता ।
मूलकस्य यन्मान पंच भागं तु काययेत् ॥ २ ॥

द्विभागं च परित्यज्य त्रिभागे प्रतिमा भवेत् ।
मध्यमा वा ततः ख्यातां कन्यसा कथयाम्यहा ॥ ३ ॥

द्वारविस्तार चार्धेन कन्यसा प्रतिमा भवेत् ।
मूलनायक न्युनं तु शुकरं कारयेततः ॥ ४ ॥

शुकर वदने य वैकुठ विश्वरुपकं ।
मूलं नायक यन्मानं दशाष्टभाग भाजयेत् ॥ ५ ॥

भाग मेकेन हीनं तु शुकर कारयेततः ।
तन्माने न हीनकं वैकुंठ विश्वरुपकं ॥ ६ ॥

विश्वकर्मा य प्रोक्तं तत्वज्ञै ऋषिभि स्तथा ।
संपूर्ण द्विज वाक्योन वास्तुपूजा विशेषत् ॥ ७ ॥

ततः क्षमापयेद्विप शिल्पिनां च विशेषत् ।
पंच गव्यं समादाय देवानां स्थापनं शुभं ॥ ८ ॥

द्वारवत्यां प्रवक्ष्यागि सर्वदेवमयं शुभं ।
शुकरं मध्यत स्थाप्य कर्तव्यं सुरमय तवः ॥ ९ ॥

तथा वासुदेवो द्वौ अग्रतो वाम दक्षिणौ ।
मूर्ति यो केशवादिना स्थापत्या वाम दक्षिणे ॥१०॥

दक्षिणे ब्रह्मदुर्वासा नारसिंह च नारद ।
वामनं तु उमारुद्रं स्कंध च गणनायकं ॥११॥

शुकरपृष्ठतं शयनं मूर्ति स विन्यासो ।
वैकुंठ दक्षिणे स्थाप्यं कृष्णलक्ष्मी तथैव च ॥१२॥

सरस्वती च विन्यस्य वामनो गरुडासन ।
गजेंद्रमोक्षण धाता विधाता रेव प्रकीर्तिना ॥१३॥

दशावतार परिधो शयनं मूर्तिस्तु कारयेत् ।
प्रद्युमनोऽनिरुधांतु प्रतिहार निवेशयत् ॥१४॥

एवं द्वारावतीकार्या स्थापनं च यथाविधिः ।
प्रणाम्यां विश्वकर्माणा जयस्तुपरिपृच्छ पृंछसि ॥१५॥

इति प्राकारान्तर द्वारावती



ત્રૈલોક્ય ભગવાન



ગોપીકા

## પ્રાકારાન્તર દ્વારાવતી

વિશ્વકર્મા કહે છે–હવે હું દ્વારાવતીમાં યથા સ્થાને પ્રતિમા પધરાવવાનો ક્રમ કહું છું. દેવ પ્રતિમા વિવિધ પ્રકારની શ્રેષ્ઠ મધ્યમ અને કન્યસ–પ્રકારની કહી છે–મૂળ નાયકની (કૃષ્ણ) ના વિભાગે જેષ્ઠ માન જાણવું. મૂળ નાયકના માનના પાંચમા ભાગે (અન્ય) પ્રતિમા સ્થાપવી. તેના બે ભાગ તજીને ત્રીજા ભાગે (અન્ય) પ્રતિમા કરાવવી મધ્યમાને કહેલા માને કનીષ્ઠમાન હવે કહુ છું. ૩

દ્વાર વિસ્તારના અર્ધ ભાગે કનિષ્ઠ માનની પ્રતિમા કરી. વરાહના મુખ રૂપે વૈકુંઠને વિશ્વરૂપના સ્વરૂપો કરવા મૂળ નાયકનું જે માન આવ્યું હોય તેના અઢાર ભાગ કરવા તેનો એક ભાગ હીન વરાહની મૂર્તિ કરવી તેજ માપની હીન વૈકુંઠને વિશ્વરૂપની પ્રતિમા કરવા. ૬

શ્રી વિશ્વકર્માએ કહેલું છે કે–તત્ત્વના જ્ઞાતા એવા ૠષિમુનીઓ દ્વારાવતીમાં પધરાવવી એમ–સંપૂર્ણ વિદ્વાન એવા દ્રીજનું વાક્ય છે તે સ્થાને વિશેષ કરીને વાસ્તુપૂજા અવશ્ય કરવી. પ્રાસાદમાં કોઈ દોષ ન રહી જાય તે સારૂ દ્રીજ એવા શિલ્પીની વિશેષ કરીને ક્ષમા યાચવી પંચગવ્યાદિથી દેવોની સ્થાપન કરવી એ શુભ છે. ૮

દ્વારવત્યા (પ્રાસાદ) હવે હું કહું છું તેમાં શુભને દેનારાં એવા સર્વ દેવોની સ્થાપના કરવી. મધ્યમાં વરાહદેવનું સ્થાપન અન્ય દેવો સાથે કરવું તેના બે બાજુ ડાબી જમણી બે બાજુ વાસુદેવ કેશવાદિ (ચોવીશ)ની ડાબા જમણો સ્થાપના કરવી. દક્ષીણમાં બ્રહ્મા દુર્વાસા–નૃસિંહ અને નારદની સ્થાપના કરવી. વામન, ઉમારૂદ્ર, કાર્તિકસ્વામી–ગણેશ સ્થાપવા મધ્યમાં મૂળનાયકની પાછળ શેષશાયી ભગવાનની મૂર્તિ સ્થાપન કરવી તેની જમણે વૈકુંઠ સ્થાપવા લક્ષ્મી અને કૃષ્ણની મૂર્તિ સ્થાપવી સરસ્વતી અને વામન ગરૂડાસન સ્થાપવા ગજેન્દ્રમોક્ષ–ધાતા અને વિધાતા (બ્રહ્મા સાવિત્રી) સ્થાપવા. શેષશાયી–વિષ્ણુ-ભગવાનની ફરતા દશ અવતારોની મૂર્તિઓ સ્થાપવી પ્રદ્યુમ્ન અને અનીરૂદ્ધની મૂર્તિઓ પ્રતિહાર (દ્વારપાળ) રૂપે પધરાવવી એવી રીતે દ્વારાવતીની યથાવિધિ સ્થાપના કરવી એમ શ્રી વિશ્વકર્માને પ્રણામ કરીને તેમના શીષ્ય જયે પુછેલું.

ઇતિશ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે પ્રાકારાન્તર દ્વારાવતી ઇતિ

પદ્મશ્રી સ્થપતિ **પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા** શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ.

卐



હયશીર્ષ ભગવાન



મહેશ, વિષ્ણુ અને બ્રહ્માની મૂર્તિઓનું ઉદ્ગમ



મધ્યપ્રદેશ ખજુરાહોના કંદર્ય મહાદેવની જંઘામાં વિષ્ણુ લક્ષ્મી

(પ્રભાશંકર ઓ. સોમપુરા)



ખજુરાહો ( મધ્ય પ્રદેશ )ના કંડર્ય મહાદેવના મંદિરની જંઘામાં ઉમા મહેશ્વર

(પ્રભાશંકર ઓ. સોમપુરા)

अथ श्री विश्वकर्मोक्त जयपृच्छाया वास्तुशास्त्र रुपकर्मदोषफलाधिकारे क्रमांक अ० २१

अतः परं प्रवक्ष्यामि रूपादिनां तु लक्षणम् ।
द्विपदं चतुष्पदं चैव स्थलजं जलजं यथा ॥ १ ॥

शिरोललाटकर्णौ च नासी भ्रुयो हनुस्तथा ।
ग्रीवा कण्ठोदर बाहु हस्तौ च दृष्ट संयुतम् ॥ २ ॥

.... .... .... .... नासीस्तु मुखमेव ।
.... .... .... यते मानं च अैश्वर्यं परिदियते ॥ ३ ॥

ललाटे स्थितेयस्तु (प्रतोतस्य....दीयते) ।
नासानां तु नतोयस्य गन्धमाल्यं वृजेत्क्षयम् ॥ ४ ॥

भ्रुवो प्रदीयते यस्य मित्रै सह (विस्ध्यति) ।
हनु प्रदीयते चास्य वीर्यं तस्य प्रदीयते ॥ ५ ॥

कर्णौयस्य प्रदीयते श्रुति तस्येन जायते ।
ग्रीवाहीने च विज्ञेयो ग्रीवारोगो न संशयः ॥ ६ ॥

स्कन्धहीने तु विज्ञेयो श्रीनाशो (निस्पग्रह ?) ।
हन्थपि च निःशेषः वाहि....ने पराक्रमः ॥ ७ ॥

हस्तै कमत्र हानिस्यात् पृष्टे हीने तथा दुःखम् ।
पार्श्वहीने पि विज्ञेयो गृहस्यापि परिक्षयः ॥ ८ ॥

उरुक्षये विजानिद्या कुटुम्बस्य विनाशिनी ।
नाभिप्रदेश हीनं तु व्याधि तत्र प्रकोपितः ॥ ९ ॥

थानाहंता तुरिक्ता तु शुकनासा क्रियकारिणी ।
उदरं क्षिपयेद्यस्तु भार्या तस्यन (नस्यति ?) ॥१०॥

जानुनीक्षयेद्यस्तु पुत्र सह विनश्यते ।
जंघायस्य प्रहीयते (प्रवाशं ?) तस्य निर्दिशेत ॥११॥

अतिदीर्घाणि दृश्यानि गोब्राह्मण विनाशिनी ।
केकारास्य अधोदृष्टि यक्ष व्याधि भयंकरी ॥१२॥

लोचना चार्धविकृत्या तस्य विकलवेतस्य ।
(अ)प्रसन्नं मुखं यस्तु लोकदर्शनम प्रियम् ॥१३॥



સૂર્ય



ગોવર્ધનધારી કૃષ્ણ



વિષ્ણુ



રાધાકૃષ્ણ

(विकाद्वा विनति ?) चैव स्त्रीणां दौर्भाग्यमुद्यते ।
अथ आचार्य हानिस्तु कारकस्य विनिर्दिशेत् ॥१४॥
विभ्रान्ते चान्त पक्षेस्तु कंपते....व्याधि सयम् ।
दुस्थिते बलचापिस्यात्.... ....अंश मुदादितम् ॥१५॥
तस्मान्न्हीनाधिकस्य प्रमाणं तु विधियते ।
आचार्येणगुरोराजन्ना कर्तव्यं लक्षणं यथा ॥१६॥

........................................................................

........................................................................ ॥१७॥

इतिश्री विश्वकर्मोक्त जयपृच्छाया वास्तुशात्रे रूपकर्मदोषफलाधिकार क्रमाङ्क अ २१

અથ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે રૂપકર્મદોષફલાધિકાર ક્રમાંક અ૦ ૨૧

હવે હું દેવરૂપના લક્ષણો કહું છું–મુખ ચાર ભાગનું તેમાં કપાળ નાસીકા–અને હડપચી રાખવો શીર લલાટ નાસીકા ભમર અને દાઢી. ગળું કંઠ એક ભાગનું બાહુ હસ્તબાહુ ખંભા પાસે પૃ૬ ૧ ભાગ નાસીકા મુખ કુલ ત્રણ ભાગ લલાટ–એક ભાગ નાકના નસકોરા પૃ૬ દાઢી પૃ૬ કર્ણ પૃ૬ પહોળા કાન પૃ૬ લાંબા મુખ પહોળું પૃ૬ પ્રતિમાન પૃ૬ ગ્રીવા ગળું માનવીહીન થાય તો ગળાનો રોગ થાય. ખભાહીન થાય તો લક્ષ્મીનો નાશ થાય. ટુકા પાતળા થાય તો હાની–પુંઠ હીન જાડકમાં હીન થાય તો દુઃખથાપ પડખું હીન થાય તો ગૃહસ્થનો નાશ થાય ઉરુ ક્ષયનો કુટુંબનો નાશ થાય નાભિપ્રદેશ હીન થાય તો વ્યાધિનો પ્રકોપ થાય. (૯)

પેટ ઉંડું બેઠેલું થાય તો સ્ત્રીનો નાશ થાય પગ હીન થાય તો પુત્રોનો નાશ થાય. જંઘા.

પ્રતિમા–પ્રમાણથી ઘણું લાંબી થાય તો ગાયો અને બ્રાહ્મણોનો નાશ થાય.

દૃષ્ટિ–નીચી હોય ક્ષયને ભયંકર વ્યાધી થાય આંખો વિકૃત હોય તો તેનો વિફલ થાય હસતુ મુખ હોય તો લોકોને દર્શન પ્રીય લાગે.(૧૩)

આપથી નીચી થાય તો આચાર્યને હાની થાય અને મૂર્તિ કરાવનારને પણ હાની થાય.

હાનીકારક દોષ થાય તેથી પ્રતિમાસાન હીનને અધીન કરાવવી પ્રમાણસરની કરાવવાથી આચાર્ય રાજા સુખી થાય તેથી લક્ષણયુક્ત પ્રતિમા કરાવવી.(૧૬)

ઇતિશ્રી વિશ્વકર્માએ જયપૃચ્છા વાસ્તુશાસ્ત્રના વાસ્તુવિદ્યાના રૂપકર્મદોષલક્ષણાધિકારનો અ. ૨૧ પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ.

卐



જયશાયીનવિષ્ણુ અનંતશાયી

નવગ્રહ



ફૂટનોટ

किलिका छिद्र सुषिर त्रस आलक संयय
मंडलानिय गारश्च महादुषण हेतवे: । देवना मूर्ति प्रकर्णम्

પ્રતિમાના દ્રવ્યપાષાણુ કે કાષ્ટમાં ખીલા, છીદ્ર, પોલાણુ, જીવનાજાળા, સાંધા, મંડલાકાર રેખાસગાર ગાંઠા હોય તેવા દુષણવાળા પાષાણુ વાસ્તુદ્રવ્ય દોષકારક જાણુવું.

पाणियाद विहिना जानु धनक्षय विनाशिली
चिरंययुषित पातु नादर्त्तव्या यत स्ततः । मत्स्यपुराण

ટુકા હાથપગવાળી અંગહીન પ્રતિમા ધનનો નાશ કરે છે અવાવરૂ પ્રતિમા જ્યાં ત્યાંથી ગૃહણુ ન કરવી.

नासाहीना श्रिय हंन्ति दुःख दैत्ये कपोलयो
उग्र दक् प्रतिमा शीघ्र विहनि स्यति नायक । मयमतम्

નાસિકા હીન પ્રતિમા લક્ષ્મીનો નાશ કરે છે બેઠેલા ગાલવાળી પ્રતિમા દુઃખ આપે છે. ભયંકર દેખાવની પ્રતિમા કર્તાનો શિઘ્ર નાશ કરે છે.

जंघा हीने भवेत् भक्षा कटिहीना च घातिनी
अधोहीनानि दुःखाय शिल्पिनो भोग वर्जित । अपराजित

પાતળી જાંઘવાળી પ્રતિમા ભક્ષણુ કરે કેડથી પાતળી કર્તાનો ઘાત કરાવે નીચે પાતળી પ્રતિમા દુઃખ આપે શિલ્પીની ભોગ સમૃદ્ધિનો નાશ કરે.

नर्तन रोदन हास्य मुन्लिन निचिलवे
देवा यत्र प्रकुर्वन्ति तत्र विद्यान्मह भयम् ॥ रूपमंडव

જે સ્થાને દેવ પ્રતિમા શબ્દ કે રૂદન કરે ઉચીનીચી દૃષ્ટિ કરે સ્વયંચલાયમાન થાય તેવી ચેષ્ટા થતી હોય ત્યાં મહાભય ઉપજે.

खंडितं स्फूटित भग्न चलितं चालितं तवा
पतितं पातितं जिर्णमग्निलिंङ्ग समुद्ररेत ॥ प्रासाद मंडन

ખંડીત થયેલું—ફાટેલું ભાંગેલું—ચલિત થયેલ કે ચલાયયેલ લિંગ હોય તે પાપીઓથી અપવિત્ર થયું હોય અગ્નિથી બળેલું હોય તો પણુ તેવા શિવલિંગને તજવું નહિ લેપાદિ કર્મથી તેનો સમુદ્ધાર કરી પુનઃ સંસ્કાર કરવા લીંગ કદી પણુ ચલીત કરવું નહિ.

धातु लेगादि प्रतिमा अंङ्गभंशे च संस्कारेत्
काष्ट पाषाण निष्पन्ना संस्काराहा पुनः नहि

છાનુ કે લેપની પ્રતિમાંના અંગ ભંગ થયા હોય તો તે સુધારી ફરી સુધારી સંસ્કાર કરી પૂજવી પરંતુ કાષ્ટ કે પાષાણુની પ્રતિમા ખંડીત થઈ હોય તો ફરી સંસ્કાર કરી પુજવા યોગ્ય તે ન ગણુાય.પણુ ધાતુમૂર્તિને સુધારી શકાય.

नखा केशांडङ भूपणादि शस्त्र वस्त्राद्यलंकृति
विपमा व्यंगिता नैव दूपयेन्मूर्ति मंडलम् ।
शांति पुष्टादि कृत्यैश्च पुनः साच समी कृता ॥
पुनः रथोत्सव कृत्वा प्रतिमा अर्च्य ये त्छुभा ॥

પ્રતિમાના નખ કેશ આભુષણુ શસ્ત્ર વસ્ત્રાદિ અલંકાર વિષમ હોય કે વ્યંગિત ખંડિત હોય તો તે પ્રતિમાનો અંગ દુષિત ન માની શાંન્તિ પૌષ્ટિક કાર્યો વડે તેને લેપાદિ કર્મથી સુધારી રથયાત્રાનો ઉત્સવ કરીને તે પ્રતિમાને શુભ જાણી પૂજવી.

अंगोपाङ्गैश्च प्रताङ्ग कथित्वंद व्यंगदूषिताम्
विसर्जयेता प्रतिमा मन्यमूर्ति प्रवेशयेत् ॥
या खंडिताश्च दग्धाश्च विशिर्णि स्फुटिता स्तथा
न तासां मंच संस्कारो गतास्तु स्तत्र देवता ॥

જે પ્રતિમાના અંગ ઉપાંગ પ્રત્યાંગ કોઈ રીતે ખંડીત થયા હોય તો તે પ્રતિમાને વિધિથી ઉત્થાપન કરીને તેના સંસ્કાર કરી અન્ય પ્રતિમાનો પ્રવેશ કરાવવો કેમકે ખંડિત થયેલ. બળેલી, શીર્ણ વિશીણુ, થયેલી તડકેલી (ચોર દુષ્ટનો સ્પર્શ થયેલ હોય તેવી) પ્રતિમામાં જે સંસ્કાર પ્રતિષ્ઠા સમયે કરેલ હોય તેનું દૈવત્વ રહેતું નથી તેથી તેમથી પ્રતિમા દેવતાનું સાનિધ્ય ઘટી જાય છે તેથી અન્ય પ્રતિમાને વિધિ કરી સ્થાપના કરવી.

पूर्वावर्षो शतादेवा स्थापिताश्च महत्तरे
सानिध्य सर्वे कालं तु व्वंगिता नमि न त्यजेत् ॥

પૂર્વે સો વર્ષ પહેલા પ્રાચિન મહાપુરૂષે દેવ સ્થાપિત કરેલ હોય તે અંગ કે ખંડિત થયેલું હોય તો પણ તેમાં સર્વકાળે દેવનું સાનિધ્ય રહેલું છે તેથી તેવી મૂર્તિનું વિસર્જન કરવું નહિ.

अन्याय द्रव्य निष्पना पर वास्तु दलोद्भवा
न्युनाधि कांगी प्रतिमा सर्वस्य परि नाशिनी ॥

અન્યાયથી દ્રવ્યો પાર્જન કરેલ દ્રવ્યથી પ્રતિમા કરાવેલ હોય કે બીજાના વાસ્તુદ્રવ્ય પાષાણથી બનાવેલ પ્રતિમા કે તે ન્યુનાધિક અંગોપાંગવાળી હોય તો તે સર્વનો નાશ કરનારી જાણવું.

અન્યાય દ્રવ્યનિષ્પન્ના અન્યાયથી દ્રવ્ય પ્રાપ્ત કરેલું હોય તેવા દ્રવ્યથી કરાવેલ પ્રતિમા ફળ આપતી નથી.

ઉંચાઇમાં મૂર્તિઓ નવતાલ થી ૧૧ તાલની વૈતાલ રાક્ષસની બારથી ચૌદ તાલ માનવી અને ભ્રુગુરૂપીની પંદર તાલ માનવી મૂર્તિ અપરાજિત પૃચ્છામી સ્વચ્છંદ ભૈરવી વિશાળકાય એકવીશ તાલની કહી છે. इति मूर्तिदोषा




DEVANGANA — APSARA 8 TALA




DEVATA 9 TALA

દેવતામૂર્તિ નવતાલ માન દેવીદેવાંગના મૂર્તિ છ તાલમાન



સન્મુખદર્શન ૭૦×૫૨ આસનસ્થ પ્રતિમા અંગ વિભાગ તલદર્શન પક્ષદર્શન પક્ષદર્શન ૭૦×૨૮




DEVATA — SIDE 9 TALA

નવતાલ દેવમૂર્તિ અંગવિભાગ સન્મુખ અને પક્ષદર્શન

अथ श्रीविश्वकर्माकृताया जयपृच्छायां वास्तुशास्त्रे वास्तुविद्यायां प्रासादनर देवतान्यासाधिकारे

क्रमांक अ. २२

प्रासादे देवतान्यासं श्रुणु वक्ष्यामि साम्प्रतः ।
ऽषांङ्गायां संस्थाप्यं संक्रमेण प्रकीर्तिता ॥ १ ॥
कौर्म्मं धरशिलायान्तु खरशिलायां वाराहम् ।
भिट्टत्रये त्रयो देवा पन्नगा यक्ष किन्नरा ॥ २ ॥
जाडयकुम्भे स्थितो नन्दी हरिश्चैव कणालिका ।
गजपीठे गणेशं च अश्वपीठे तथाश्विनौ ॥ ३ ॥
नरपीठे नरोत्तमा खुरके वसुधा स्मृता ।
कुम्भकेषु तथा सृष्टिः निर्गमोद्‌गम संमयो ॥ ४ ॥
सन्ध्यात्रयं प्रकर्तश्या भद्रे भद्रे त्रयं विधिः ।
कळशे च तथा गौरीः धनदोऽन्तरपत्रकैः ॥ ५ ॥
कपोताल्यां च गन्धर्वाः अन्तरपत्रे किन्नराः ।
मञ्चिकायां सरस्वतीः मेरुः जङ्घे सुस्थिता देवा ॥ ६ ॥
अत उर्ध्वे भवेद्‌गंधा देवतानां च मनोरमा ।
देवानामाश्रयं स्थान प्रासादस्य च भूषां ॥ ७ ॥
कर्णेषु दिक्पालाश्च प्राच्यादिषु प्रदक्षमो ।
नागेश्वरं पश्चिमे भद्रे अंतकैः सहदक्षिणे ॥ ८ ॥
चंडिका चोतरो देवी दंष्ट्रा रौद्र तनशुभा ।
प्रतिरथे तत्र देव्या च कर्तव्या च दिशापति ॥ ९ ॥
वारि मध्ये मुनिंद्राणा प्रनिलो तप सासने ।
आधार अक्ष सूत्रं च जटामुकुट मंडितम् ॥१०॥
नंदिका कोणिकाया च दल प्रतिरथो स्तथा ।
रुपं च नृत्य संधुक्तं भेदमूर्ति तथैव च ॥११॥
गणेशकुमारं च आदित्य स्य सं स्तथा ।
चंडिका ब्रह्मणां चैव वासुदेव तथैव च ॥१२॥
भेदमूर्तिस्तु जंघायां अन्येश्चापि सुरा स्तथा ।
क–भिकं मध्य देवे च प्रासादो सर्वदेवहि ॥१३॥
प्रासादे अंतरे नास्ति पीठं चैवतथैव च ।
कपिला यम पिश्चैव अंतरं तत्र न विद्यते ॥१४॥

तल विभक्ति छंदे न उर्ध्वं च पृथक् पृथक् ।
ज्ञाति छंद समुत्पन्ना श्रृंगप्रत्यांङ्गमेव च ॥१५॥
कर्तव्यं जगत्तांतरे अनंत कुलदेवता ।
अंतरं भद्रदेशे तु उत्तमांगे स्तथैव च ॥१६॥
बलाणक मंडपेश्चैव कर्तव्यो पंच देवता ।
चडिका गणेश चैव जिनार्कः ब्रह्मणास्तथा ॥१७॥
यामुर्ति मध्यदेशे तु पृष्टिभद्रे तथैव च ।
अन्येन परिणा प्राज्ञ सर्वदेव स्वयं विधि ॥१८॥
उद्गमे च भवेदिद्र कपिग्रासेरलंकृत ।
प्रवेशं च भोगस्तु कर्तव्यं शास्त्रपारगे ॥१९॥
शिव मध्य गर्भे च लक्ष्मी सर्वतदापयेत् ।
पद स्थाने स्थिता देवा सर्वकल्याणकारका ॥२०॥
लोकपालाश्च दिग्पाला सश्चायं गणेश्वरा ।
उद्गमे च इन्द्रश्चैव साबित्री भरणे स्थिता ॥२१॥
विद्याधराः कपोताल्यां अन्तःपत्रे सुरगणाः ।
पर्जन्यं कूटच्छाद्येषु मध्यगर्भे प्रतिष्ठयेत् ॥२२॥
शाखयो चन्द्रसूर्यस्तु मातराणां चोत्तरङ्गकैः ।
उदुम्बरे स्थिता यक्षा आश्विन्यौर्ध चन्द्रके ॥२३॥
स्तम्भेषु पर्वता प्रोक्ता आकाशं च करोटके ।
जालके ऋषि सङ्ख्याय मध्ये सुरा च संस्थिताः ॥२४॥
ब्रह्मा विष्णुस्तथा रुद्र इश्वरं च सदाशिव ।
उरुश्रृंवे तथा पश्चः भद्रे भद्रे स्वयं विधिः ॥२५॥
शिखरे ईश्वरं विद्यात् शिखायां च सुराधिपम् ।
ग्रीवायां च ततो नन्दी अण्डकेषु निशाकरः ॥२६॥
पद्मच्छत्रे तथा पद्मं आमलसारे तथाऽमलम् ।
कलशे च स्थितो रुद्रो व्योम व्यापीसदाशिव ॥२७॥
सद्योवामस्तथाऽघोरं तत्पुरुषीशानमेव ।
एता देवाः समाख्याता प्रासादेषु समाश्रिता ॥२८॥
कर्णे प्रतिरथे भद्रे रथे वालंजर सुभद्रके ।
कर्णिका नंदिकायां च शलिलांतक तथा ॥२९॥
एते देव समाख्याता प्रासादेषु सुरधिपे ।
पंचवक्रादिषु भद्रे अंङ्गसंख्या प्रसश्यते ॥३०॥

राजसेन वेदिका च आसने मत्तवारणे ।
मृत्युलोकयो देव ते पद सर्वमाश्रिता ॥३१॥
स्तंभासने (कुंभी) भवेशक्र आसनं सर्ववर्णयेत् ।
ब्रह्मक्षत्रियो वैश्य योगिनां च पुनः पुनः ॥३२॥
पुनः स्तंभेषु पर्वता प्रोक्ता आर्याश्चदिग्वने ।
सहभरण्ये शंकर गंधर्वकुमारस्तथा ॥३३॥
पटर्कमनिरासर्वे देव्यामं च समस्तका ।
....चरामुत्तराश्चैव वैताल ब्रह्मराक्षसा ॥३४॥
....च शीरो भवेशक्रः यक्षश्च धनदस्तथा ।
उदिमणी गणा सर्वे वृतश्चैवन राशियः ॥३५॥
त्रयाशति सुरासर्व त्रिदशैः सहसंयुतः ।
वृतोर्ध्ववसेनित्य कर्णदर्दरिका स्तथा ॥३६॥
करोटकस्यधो भागे उर्ध्वं दर्दरिका स्तथा ।
विद्याधर धरं नाम देवाना वल्लभ सदा ॥३७॥
दिशगद्विद्याधरं च रुप (कंत) पश्चिमप्रियत्रादिनौ ।
दिशी च विदिशि चैव मध्यस्थान निदेशयेत् ॥३८॥
पींड (छजली) संधा प्रकर्तव्या पंडेखंडे च कारयेत् ।
.... .... .... .... .... .... .... ....॥३९॥
षोडष विद्याधरं च चतुर्था च प्रकाशका ।
कंदर्प नृत्यताश्चैव नृत्यकीनृत्यवल्लभा ॥४०॥
गीयालु कोलकायां च वृत्तान्नपूर्णमेव च ।
आकाशं च पद प्रोक्तं अव्यक्तव्यक्तमेव च ॥४१॥
मध्येद्रव भद्रे च अचलं ध्रूव निश्चलं ।
एतत सर्वेपदं प्रोक्तं भाषितं विश्वकर्मणे ॥४२॥
एते देव समाख्याता प्रासादे सुराधियां ।
पंच वक्रोदिपु भद्रे अङ्ग संख्या प्रसश्यते ॥४३॥
इत्ये ते च समाख्याता प्रासादे त्रिदशा खुलु ।
न्युनाधिकं स्थिता यत्र देवा स्तत्रैव ते पुनः ॥४४॥
मध्यते मुच्यते पापं अक्षया कलमेव च ।
त्रिकालं स्मरते यस्तु सर्वतिर्थ फलं भवेत् ॥४५॥

इति श्रीविश्वकर्माकृते जयपृच्छाया वास्तुशास्त्रे प्रासादस्तरदेवतान्यासाधिकारे अ० २२

## અથ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે પ્રાસાદસ્તરદેવતાન્યાસાધિકાર
### ક્રમાંક અ૦ ૨૨

પ્રાસાદ અંગ થરના દેવોનો ન્યાસ હવે હું કહુ છું તે સાંભળો તે પ્રાસાદના અંગમાં અનુક્રમે સ્થાપેલા છે ધરણીશીલામાં કુર્મ, ખરાશિલામાં વરાહ, ત્રણે ભીંટમાં પન્નાગ યક્ષને કિનરનો વાસ છે, જાડંબાના થરમાં નંદી, કણીમાં હરિ, ગજપીઠમાં ગણેશ, અશ્વપીઠમાં અશ્વીનીકુમાર, નરપીઠમાં નરોત્તમ,–ખરાનાથરમાં વસુધા પૃથ્વી, કુભામાં સૃષ્ટિ નિર્ગમમાં કુભાના ત્રણ ભદ્રમાં પ્રાત, મધ્યાન, અને સાથે સંધ્યાનો વાસ, કળશના થરમાં ગૌરી, અંતર પત્રમાં ધનદ,–કેવાળમાં, ગંધર્વ અંતર પત્રમાં કિન્નર, માચીમાં સરસ્વતીનો વાસ છે.

મેરૂરૂપ–જંઘાના થરમાં મનોહર એવા દેવોના સ્વરૂપો કરવા જે દેવનો પ્રાસાદ હોય તે સ્થાન પ્રાસાદના ભૂષણ રૂપ કરવા રેખાયે દીગ્પાલના સ્વરૂપે પૂર્વાદિ દિશાઓ પ્રદક્ષણાયે દીગ્પાલના રૂપો કરવા, પશ્ચિમ ભદ્રે નાગેશ્વર દક્ષિણે યમ, ઉત્તરમાં ચંડીકા દેવી ભયંકર સ્વરૂપ દેખાડતી કરવો તે શુભ જાણવું. પ્રતિરથમાં દેવીઓના કે દીશાપતિના રૂપો કરવા પાણી-તારમાં મુનીઓ તાપસના રૂપો કરવા ૯

હાથમાં આધાર માળા જટા મુકુટ ધારી મુની તાપસના રૂપ કરવા નંદી અને કોણીદ્વારો પ્રતિરથના ભાગમાં ભેદ મુર્નિ નૃત્ય કરતો સ્વરૂપો કરવા, ચંડિકા બ્રહ્મા વાસુ-દેવ તથા ભેદ મૂર્તિ સંયુક્ત રૂપ કરવા અન્ય દેવોમાં સ્વરૂપો જંઘામાં કરવા. ૧૪

પ્રાસાદના અંતરમાં મહા પીઠમાં કપિલા યમ અંદર—પ્રાસાદના તળ છંદ અને ઉપર જુદાજુદા દેવો જ્ઞાનિ છંદથી ઉત્પન્ન થયેલા. શ્રંગ ઉરુશ્રૃંગ પ્રત્યાંગ શીખરમાં જગતીમાં અનંતકુલદેવ સર્વ દેવોને તેના સ્થાને સ્થાપી પૂજવા ૧૮

ઉદ્ગમ દોઢીયાના થરમાં ઇંદ્ર દેવ ગ્રાસમુખને કપિ કરવા તેની ઉંડાઈ ચાર ભાગના શાસ્ત્રના પારંગત શીલ્પીએ સ્થાપવી. ૧૯

મધ્યગર્ભે શીવ લક્ષ્મીજી ને સર્વ થરોમાં સ્થાપવા સર્વ દેવને સ્થાપવાથી સર્વ કલ્યાણ કારક થાય છે ૨૦

જંઘામાં લોકપાલ દીગ્પાલ દેવો અને ગણેશના સ્થાપના જાણી પૂજા કરવી–દોઢી. યામાં ઇંદ્ર–ભરણીના થરમાં સાવિત્રી દેવી, કેવાળમાં વિદ્યાધર, અંતરપત્રમાં સુરગણ, છજામાં. પર્જન્ય (વર્ષાદેવ) સ્થાપવા. દ્વારની શાખોમાં સૂર્ય ચંદ્ર ઉતરંગમા માત્રુકાઓ, ઉંદમ્બરમાં યક્ષ અર્ધ ચંદ્રમાં અશ્વિનીકુમાર– સ્તંભમાં પર્વત્તદેવ કરોટક (ઘુમટ)માં આકાશ દેવ જાલીમાં સપ્તરૂષિ તેના મધ્યમાં દેવ સ્થાપવા ૨૪

શીખરના ભદ્રે ભદ્રેના પાંચ ઉરશ્રૃગમાં પંચદેવ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર ઈશ્વર અને સદાશિવ સ્થાપવા (૨૫) શીખરમાં ઈશ્વર ઉપર શીખામાં ઇંદ્રદેવ આમ્લસારાના ગળામાં નંદી અંડક નિશાચર–ચંદ્રસમાં પદ્મ– મામલસારીમાં અમલ કળશમાં રૂદ્રની સ્થાપના કરવી

આકાશમાં સદાશીવ. સદ્યોવામ અઘોર તત્પુરૂષ અને ઇશાન એ સર્વ દેવો પ્રાસાદના અંગમાં સ્થાપવા ૨૮

રેખા-પ્રતિરથે ભદ્ર ઉપરથે વાલંજર સુભદ્ર કર્ણિકા નંદીકા શલિલાન્તર સર્વ સ્થાનમાં પ્રાસાદનો ઇંદ્રદેવો સ્થાપવા પંચ મુખના ભદ્રના અંગોમાં પ્રશસ્ત એવા દેવો સ્થાપવા.

રાજસેન વેદીકા આસનો પર અને મતવારણમાં મૃત્યુ લોકના સર્વદેવો આશ્રય કરીને રહેલા છે (૩૧) કુભીમાં સર્વ દેવનુ વર્ણન ઇંદ્રનુ આસન સ્થાપવુ-બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય અને યોગી આગળ કહેલા પર્વત સ્થાનના સ્તંભમાં પૂજવા

ભરણામાં શંકર સરામાં ગંધર્વ અને કુમાર સ્થાપવા-પાટ-ભારવટમાં સૂર્ય સર્વ દેવો સાથે સ્થાપવા--પાટમાં ઉપરમાં વૈતાલ બ્રહ્મરાક્ષસ—યક્ષ અને કુબેરને સ્થાપવા પાટ ારની હાંશોમાં-વૃતગોળ ઉદિમણી સર્વ ગણો ત્રણ થરમાં સર્વ દેવ ચારે દીશાએ સ્થાપવા ગોળ થર ઉપર કર્ણદર્દરિકા તે કરોટક વિતાનના દર્દરિકા પર રૂપકંઠ સર્વ દેવને વલ્લભ એવા વિદ્યાધરો સ્થાપવા રૂપકંઠમાં વિદ્યાધરો પ્રીય વાજીત્ર યુક્ત પૂજવા.

સોળ વીદ્યાધરો ચારે તરફ પ્રકાશતા-કંદર્પ-નૃત્ય તાલ બજાવતા કરવા-ગવાળુ અને કોલાના ગોળ થરોમાં અન્નપૂર્ણા પધરાવવા વ્યક્ત અને અવ્યક્ત એવા વિતાન આકાશના પદમાં કહ્યા છે મધ્યમાં ભદ્રરૂપ અચળ એવી પદ્મશિલામાં ધ્રુવ સ્થાપવા. ૪૧

એ રીતે સર્વ પદ વિભાગ થરમાં દેવોની સ્થાપનાનું શ્રી વિશ્વકર્માએ કહ્યું છે એ રીતે પ્રાસાદના અંગોમાં દેવોને સ્થાપવા પંચમુખમાં ભદ્રાદિના અંગ સંખ્યા સ્થાપવા અંશ ભદ્રો એ રીતે પ્રાસાદના ફરતા દેવોની સ્થાપના કરવી.. ઓછા વત્તા અંગ હોય ત્યાં જે થર હોય ત્યાં સ્થાપના કરવી મધ્યમાં એ રીતે સ્થાપવાથી પાપ નાશ થઈ અક્ષયફળની પ્રાપ્તિ થાય છે. આ રીતે ત્રણે કાળમાં દેવોની સ્થાપનાથી સર્વ તીર્થનું ફળ પ્રાપ્ત થાય છે. ૪૫

ઇતિશ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છાયા વાસ્તુશાસ્ત્રે પ્રાસાદસ્તરદેવતાન્યાસાધિકારે અ. ૨૨
પદ્મશ્રી સ્થપતિ **પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા** શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ.

ફૂટનોટ—

## પ્રાસાદસ્તર દેવતા ન્યાસ

કુર્મધરણીશા—વારાહ
ખરશીલામાં—વરાહ
ત્રયભિટ્ટ—પન્નગ યક્ષ કીન્નર
જાડંબો—નંદી
કણી—હરિ
ગજપીઠ—ગણેશ
અશ્વપીઠ—અશ્વિનીકુમાર

ભરણી—સાવિત્રી
મહાકેવાલ—વિદ્યાધર
અંતરાલ—ઈંદ્ર
કૂટછાદ્ય છજુ—પર્જન્ય
બે શાખો—ચંદ્ર સૂર્ય
ઉતરંગ—માતરાદેવી

આમલસારા—નીચેના દેવા
ગળો—નંદી
અંડક—નિશાચર
પદ્મપત્ર—પંચ છત્ર
મામલસારી—આમલ
કળશ—રૂદ્ર
આકાશમાં સદાશિવ—સદ્યો, ઉપાંગો દેવો વામ અઘોર તત્પુરૂષ

નરપીઠ—નરોતમ
ખરો—વસુધા પૃથ્વી
કુંભો—સૃષ્ટિ
કુંભાના ત્રણ ગાયત્રીભેદ—ત્રણ સંધ્યા—
કળશ—ગૌરી
અંતરપત્ર—કુબેર
કેવાળ—ગંધર્વ
અંતરપત્ર—કિન્નર
મંચિકા—સરસ્વતી
જંઘા—લોક પાલદીગ્પાલ ઇંદ્ર ગણધર
ઉદ્દગમ—ઈંદ્ર

ઉદંબર—યક્ષ
અર્ધચંદ્ર—અશ્વિનકુમાર
સ્તંભ—પર્વત
કરોટક વિતાનઘુમટ—આકાશ
જાલક—સપ્તરૂષિ
મધ્યમાં—દેવસુરપદ્મશીલામાંથ્રુ શીખરના
પાંચ ઉરૂશ્રુંગ—૧ બ્રહ્મા ૨ વિષ્ણુ ૩ સદાશિવ ૪ રૂદ્ર ૫ ઇશ્વર
શીખર—ઇશ્વર
શીખરીયો—ઈંદ્ર

કર્ણ—સદ્યોન્નત
પ્રતિરથ—વામદેવ
ઉપરથ—તત્પુરૂષ
ભદ્ર—ઈશાન
વિતાનઘુમટ—આકાશ દેવ રૂપકંઠ વિદ્યાધર
હાંશોમાં ગણદેવ
ગોળ થરોમાં અન્નપૂર્ણા
કક્ષાસન—મૃત્યલોકના રાજસેન મૃત્યુદેવ
વેદીકાઆસનપટ્ટ


કળશ રૂદ્ર
આમલા નિશાચર
શીખર ઈશ્વિર
ઉતશ્રી સદાશીવ
ઉતશ્રી રૂદ્ર
ઉતશ્રી વિષ્ણુ
ઉતશ્રી બ્રહ્મા
શીશરીયો ઈંદ્ર
વાલંજર સુભદ્રક
કૂટછાદ્ય પર્જન્ય
અંતરાળ ઈંદ્ર
મહાકેવાળ વિદ્યાધર
શીરાવટીદેવ
ભરણી સાવિત્રી
ઈંદ્ર ઉદ્‌ગમ
જંઘામાં
લોકપાલ
દીગ્પાલ ઈંદ્ર
ગણેશ રૂદ્ર
ચંડી
મંચિકા સરસ્વતી
કેવાળ ગંધર્વ
અંતરાળ કુબેર
કળશમાં ગૌરી
કુંભમાં સૃષ્ટિ
ખરો વસુધા
પૃથ્વી

## પાટમાં બ્રહ્મરાક્ષસ વૈતાલ



अथ श्रीविश्वकर्माकृताया जयपृच्छायां वास्तुशास्त्रे वास्तुविद्यायां गृहप्रासादप्रतिष्ठाविधि लक्षणाध्याय क्रमांक अ. २३

श्री जयोवाच ।

विश्वकर्मा जगन्नाथ लोकानां हितकाम्यया ।
प्रतिष्ठां वद देवेश गृहप्रासादकर्मणि ॥ १ ॥

श्री विश्वकर्मोवाच ।

साधु साधु महाप्राज्ञ साधु+पृच्छयाधुना ।
निष्पन्ने भवते पूजां वदामि च (तवांतिके ?) ॥ २ ॥

निष्पन्ने (विरीहर्म्यं ?) चिरंनापि विलम्बयेत् ।
गृहे श्रीयन्ते भूताद्या (प्रतेशेश ?) हिते चिरम् ॥ ३ ॥

निहितं (निष्पन्नं) शिखरं दृष्टवा प्रतिष्ठा नो विलम्बयेत् ।
प्रतिष्ठारहिते (चैत्ये) भूताद्या वसते ध्रुवम् ॥ ४ ॥

तस्मात् प्रयत्नतः कार्या प्रतिष्ठा सर्व शान्तिदा ।
रवा (सुत्तरगे ?) कुर्यात् प्रतिष्ठा च दिवौकसाम् ॥ ५ ॥

ज्योतिर्विदते काले निषिद्ध दोष वर्जित ।
सर्वश्रेष्ठास्त्रयो मासा माघ फाल्गुन माधवाः ॥ ६ ॥

मध्यमो ज्येष्ठमासाश्च पौषाषाढाधमाधमौ ।
(मल ! मृग ?) मासेऽवा चैत्रे पूजाकालोऽति निंदितः ॥ ७ ॥

अजानता जानता वा प्रमाणं+प्रमाणतः ।
वेधेन सहिते कर्म सर्वत्र भयदं भवेत् ॥ ८ ॥

(उपाद्यधि ?) गुणमित्तं भौम्यं त्यक्त्वा न दोषीयम् ।
(धंक ?) द्वारे शोको भवति विनाशश्च देवता विधे ॥ ९ ॥

(प्रतिष्ठा मण्डपम्)

विप्रो [ च ] षोडश करैर्जयभद्रतुनामतः ।
विजयो हस्त विंशत्याः क्षत्रियो,पि प्रकारयेत् ॥१०॥

अर्कस्तुस्तस्तु वैश्यानामुल्लासो विविधौत्तमः ।
भद्रास्य वसुदोर्भि र्मुक्तिदो दशभिः करै ॥११॥

दिशां (संज्ञोध ? संशोध्य ?) सूत्रेणद्वाराणि परिकल्पयेत् ।
विभाज्य नवभागेन मध्यवेदी प्रकल्पयेत् ॥१२॥
प्रासादात्पूर्व दिग्भागे मण्डपो विजयावहः ।
याम्ये शान्तिमदः प्रोक्तः श्रीपदः पश्चिमे ततः ॥१३॥
तुष्टि पुष्टि च सौम्ये तु ईशाने धनधान्यदः ।
सर्वकाम प्रदो वह्नौ नैऋत्ये गोत्र नाशकः ॥१४॥
कुलोच्छेदकरो वायौ मण्डपः परिकीर्तितः ।
स्तम्भे षोडशभिर्युक्तः दशध्वज समन्वितः ॥१५॥
क्षौमवस्त्र परिछिन्नो निःछिद्रः सुमनोरमः ।
ब्रह्म वि[ष्णु] शं[करैश्च] लोकपालमयः शुभः ॥१६॥
सूत्रधारेण कर्तव्यो मण्डपः स्वुपरिक्षतः ।

(वेदी)

अतः परं प्रवक्ष्यामि वेदीलक्षण मुत्तमम् ॥१७॥
कनिष्ठा चतुरोहस्ता मध्यमाऽष्टकरा मता ।
हस्तै द्वादशभिर्युक्ता (श्रेष्ठा) उच्छ्रयं श्रृणु साम्प्रतः ॥१८॥
कनिष्ठा हस्तमेकं तु मध्यमा तु करद्वयम् ।
त्रिहस्ता चोत्तमा प्रोक्ता वेदी लक्षण कोविदैः ॥१९॥
यव (व्रीहि, कुशा (प्राणि) दधि चन्दनमेव च ।
सिध्यार्थो रोचना दूर्वाः वेद्यास्तम्भेषु निक्षिपेत् ॥२०॥
पेद्य श्वेतस्रो विज्ञेयाः याः पुरा ब्रह्मणो हिताः ।
(व्यंव्यंता ? व्यवस्थां ?) संप्रवक्ष्यामि नामसंस्थान मानतः ॥२१॥
प्रथमा चतुरस्राश्च सुभद्रा च द्रितीयक ।
तृतीया श्रीधरी नामा चतुर्थी पद्मिनी स्मृता ॥२२॥
यज्ञकाले तथो वह्नि देवता स्थापनेषु च ।
नीराज्ञनेषु सर्वेषु वह्निहोमे च नित्यशः ॥२३॥
नृपाभिषे च ने चैव शक्रध्वज निवेश ने ।
नृपयोग्या भवत्येता वर्णाना मनुपूर्वशः ॥२४॥
चतुरस्रा तुया वेदी नवहस्ता समंततः ।
अष्ट हस्त प्रमाणेन (सुभद्रा ?) च प्रकीर्त्तिता ॥२५॥

